# સૌરાષ્ટ્રની રસધાર

:: ભાગ ૫ મો ::

સંપાદક

ઝવેરચંદ મેઘાણી

# ભલેં ઉગા ભાણુ !



[ નિત્ય પ્રભાતે નદીને તીરે ઉભા રહી, ઉગમણી દિશાએ ઉદય પામતા સૂર્યદેવનાં વારણાં લેતા લેતા, ભુજાઓ અને મસ્તક લડાવતા લડાવતા ચારણો એની કાલી મીઠી વાણીમાં નીચેનાં સ્તવનો સૂર્યદેવને સંબોધે છે. ]

ભલેં ઉગા ભાણુ, ભાણુ તુંહારાં ભામણાં,
મરણુ જીવણ લગ માણુ રાખો કાશપરા ઉત. ૧

[ હે ભાનુ ! તમે ભલે ઉગ્યા. તમારાં વારણાં લઉં છું. હે બાપ ! હે કશ્યપમુનિના કુમાર ! એટલીજ યાચના છે કે મૃત્યુ સુધી અમારાં માન આબરૂનું જતન કરજો. ]

કાશપ જેહડો ન કોય, (જેને) દણીઅણ જેહડા દીકરા,
લખદળ ભાંગે લોય, ઉગે ને અંજવાળાં કરે. ૨

[ અહો ! કશ્યપ મુનિ જેવો બીજો કયો ભાગ્યવંત કહેવાય!

સૂર્ય સરખા તો જેને ઘેર દીકરા છેઃ અને કેવો એ દીકરો ! પ્રભાતે લાખો અસૂરોનાં સૈન્યને સંહારીને ઉગી અજવાળાં ફેલાવે છે. ]

ઉગેવું અચૂક, ઉગાનું આળસ નહીં,
ચગુ ન પડે ચૂક, કમણે કાશપરા ઉત. ૩

[ હે કશ્યપના કુમાર ! તમારે કેં ઉદય થવામાં આળસ છે ! આજ કોટિકોટિ વર્ષો વીત્યાં, પણ કદીએ તમારા ઉદય-કાળમાં એક ઘડીનીયે ચૂક નથી પડી. સદાએ અચૂક ક્ષણે ઉગતા આવ્યા છો. ]

તેજ પંજર, તિમ્મર ટળણ, ભગા કાશપ કુળ-ભાણ,
અમલાં વેળા આપને રંગ હો સુરજ રાણ. ૪

[ કશ્યપ કુળના હે ભાનુ ! તેજના પુંજ ! હે તિમિરના ટાળણહાર ! હે સુરજ રાજા ! કસુંબાની અંજલિ લેવાને આ સમયે અમે આપને જ રંગ દઈએ છીએ. આપના નામનો ધન્યવાદ ગજાવી અમે અફીણ પીએ છીએ. ]

આમ સામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ્મ,
તણ વેળા કાશપ તણા (તમે) સૂરજ રાખો શરમ્મ. ૫

[સામ સામા શુરવીરો લડી રહ્યા હોય, ભલભલા વીર પુરુષોની આબરુ પણ ધુળ મળતી હોય, તેવે યુદ્ધને ટાણે હે સૂરજ ! હે કશ્યપના (પુત્ર) ! તમે મારી ઇજ્જત રાખજો. મને મરદની રીતે મરવાની સુબુદ્ધિ દેજો. પીઠ દેખાડવાનો પાપી વિચાર કરવા ન દેજો. ]

તું ઉગા ટળીઆં તમ્મર, ગૌ છુટા ગાળા
તસગર લે ટાળા, દન કર કાશપદેવા ઉત ૬

[ હે કશ્યપ દેવના કુંવર ! તું ઉગતાં તો તિમિર ટળ્યાં, ગાયોની ડોકેથી ગાળા છુટયા અને તસ્કરોના ભય ભાંગ્યા. દિવસ થયો. ]

અળ પર ઉગંતાં અરક, ઓડસ તું આધાર
થૈ ઝાલર ઝણુકાર, દીઓળે કાશપદેવાઉત. ૭

[ હે અર્ક ! પૃથ્વી ઉપર તારો ઉદય થતાં તો અંધકાર ઉતરી ગયા, અને દેવાલયોમાં ઝાલરના ઝંકાર થયા. ]

તારાં અંજવાળાં તણો મેંમા કાંઉ મા'રાજ,
અયણું ચારણુ આજ, કીં રે' કાશપરાઉત. ૮

[ હે મહારાજ ! તારા પ્રકાશનો મહિમા તે હવે મારે કેટલોક ગાવો ? તું આવો મહિમાવંત છતાં શું આજ આ ગરીબ ચારણુ એક ભેંસ વિનાનો રહેશે ? અરે રહે કદી ! ]

સૂરજ સાંભળતલ થીયો જગતની રાવ જકે,
ચારણુ છાશ પખે કીં રે કાશપરાઉત. ૯

[ આખા જગતની રાવ સાંભળવા જ્યારે સૂર્ય જેવો દાતાર બેઠો હોય, ત્યારે તું ચારણુ છાસ વિના રહે કદી ? ચારણુને છાસ ખાવા જરૂર એક દુઝાણું સુરજ દેશે. ]

સવારે ઉઠે કરે કરે સૂરજની આશ,
(એને) ગોરસ રસ ને ગ્રાસ, દેશે કાશપદેવાઉત. ૧૦

[ સવારે ઉઠીને જે સૂર્યની આશા કરશે તેને ગોરસ, બીજાં રસવાળાં ખાણો, અને ગરાસ એ કસ્યપનો કુંમાર બક્ષશે. ]

ચોખા મગ તલ જવ ચણુયા, બાજર ઘઉં જો[illegible]
સૂરજ સવરોળા, દેજો કાશપદેરાઉત. ૧૧

[ હે કશ્યપ દેવના કુમાર, હે સવરોળા (કૃપાવંત) સૂર્ય ! મને ચોખા, મગ, તલ, ગોળ, ચણા ને બહોળો ઘઉં બાજરો દેજો.]

સૂરજથી ધન સાંપડે, સૂરજથી ધણ્ય હોય,
સૂરજ કેરે સમરણે, દોખી ન લંજે કોય. ૧૨

[ સૂર્યની મહેરથી દ્રવ્ય મળે, સ્ત્રી મળે, અને એનું સ્મરણ કરીએ એટલે દુશ્મન પણ ઇજા ન કરી શકે. ]

સૂરજ ને શેષનાગ, બેય ત્રેવડ કહેવાય,
એકે ધરતી સર ધરી, એકે ઉગ્યે વાણું વાય. ૧૩

[ સૂર્ય અને શેષનાગ, બંને સરખા શક્તિવંત કહેવાય. કેમકે શેષનાગ ધરતીને શિર પર ઉપાડે છે, તો સૂર્ય ઉદય થઇને એ પશુ પંખીને એવું પોષણ આપે છે કે એનો ઉદય થાય છે ત્યારે જ સવાર પડી શકે છે. ]

કે' દાદર કે' ડાકલાં, કે પુંજે પાખાણ,
રાત ન ભાંગે રાણુ, કમણે કાશપરાઉત. ૧૪

[ કોઇ મનુષ્યો કાજળી કરીને અમુક દેવતાનું આરાધન કરે; કોઇ વળી ડાકલાં વગાડીને વિકરાલ દેવદેવીઓને ઉપાસે; કોઇ પથ્થરોને પૂજે. પણ હે કશ્યપના કુમાર ! તમારા વિના અન્ય કોઇ દેવની મગદૂર નથી કે રાત્રિને ભાંગી શકે. ]

સૂરજ પ્રત્યક્ષ દેવ હે, નર વંદે પાખાણુ,
ઇસર કે' ઉમૈયા સુણો, એતાં લોક અજાણુ. ૧૫

[ શંકર કહે છે કે હે ઉમીઆજી ! સાંભળો, સૂરજ સરખા પ્રત્યક્ષ દેવને છોડીને પથ્થરને પુજનારાં મનુષ્યો તો અજ્ઞાન છે.

# નિવેદન

આ પાંચમા ભાગની તૈયારીને અંગે વડીયા તાબાના વહીવટદાર અને મારા સ્નેહી શ્રી હાથીભાઇ વાંકનો, અકાળા ગામના દા. વાલજીભાઇનો, ગઢવી દાદાભાઇનો, ચારણ મિત્ર દુલા-ભગતનો ને ભાઇ વીરસિંહજી ગોહિલનો હું ઋણી છું.

'રસધાર'નો આ છેલ્લો જ ભાગ રજૂ થાય છે. સોરઠી જીવનના સંસ્કાર વિષે આંદોલન ઉત્પન્ન કરવાના પ્રયત્નોમાં પોતાનો બન્યો તેટલો ફાળો ઉમેરવાનો જે યશ પ્રજાએ 'રસધાર'ને અર્પેલ છે, તે ગનીમત છે. એટલી બધી કમાઇની આશા ન્હોતી. ગુજરાતની ગુણબૂઝકતાને વંદન કરૂં છું.

'રસધાર' બંધ થાય છે. છતાં સોરઠી જીવનનો સર્વદેશીય પરિચય આપવાના મ્હારા કાર્યક્રમ પૈકી આટલા મનોરથો હજુ બાકી છેઃ સોરઠના બ્હારવટીયા, સંતો, શાયરો, સોરઠનું નર્મ-સાહિત્ય, ભજન-સાહિત્ય.

આ પૈકી કેટલીક સામગ્રી લગભગ તૈયાર જ છે. અને એ જેમ બને તેમ સત્વર પ્રગટ થશે.

સોરઠી સાહિત્યને અંગે બે મહત્વનાં કાર્યો પણ કરવાનાં રહે છે.' એક તો સુવાંગ સોરઠી કથાઓનો જ સીનેમા : ને બીજું આ સાહિત્યને અંગ્રેજી ભાષામાં ઉતારવાનું સાહસ : 'લાખો વણઝારો' કે 'રા' કવાટ' જેવી છૂટીછવાઇ કોઇ ફીલ્મો અત્યારે ઉતરી રહી છે. પરંતુ એ પ્રયાસ, એક જીવન-કાર્ય તરીકેના જોશથી, સતત, સુવ્યવસ્થિત, શુદ્ધ ઇતિહાસ તેમજ શુદ્ધ સોરઠી સંસ્કાર પ્રતિની વફાદારી ધ્યાનમાં રાખીને થવાની જરૂર છે. પરંતુ આ વાતની શકયતા વિચારવાનો અધિકાર મારો ન હોવાથી કેવળ અંગુલી નિર્દેશ જ કરૂં છું.

અંગ્રેજી અનુવાદોનું કાર્ય વધુ મહદ્ છતાં ઓછું કઠિન છે. યુરોપની અંદર લોક સાહિત્યની ખુબીઓ પ્રીછવાની જે દૃષ્ટિ ખીલી નીકળી છે, તેની સન્મુખ આપણું આ સાહિત્ય સારી પેઠે આદર પામશે એ નક્કી છે. બંગાળા વગેરે અન્ય પ્રાંતોમાં આ પ્રયાસ યુનીવરસીટી જેવી સંસ્થા તરફથી થઇ રહ્યો છે.

આ જહેમત ઉઠાવવા માટે અસાધારણ શક્તિની નહિ, પણ ફક્ત અખંડિત પરિશ્રમની જ જરૂર છે. મારા મિત્ર મંડળના મનોરથના ક્ષિતિજ ઉપર આ ઉમેદ ઉદય થઇ રહ્યો છે. બીજા ભાઇઓ પણ ઇચ્છે તો મેદાન ઘણું વિશાલ છે. ભીડાભીડ થવાનો ભય નથી.

સૌરાષ્ટ્ર સાહિત્ય-મંદિર
જન્માષ્ટમી : ૧૯૮૩

સંપાદક

# વધારો

"રતન ગયું રોળ" એ વાર્તા (પૃષ્ટ ૧૧૧)ના આટલા વિશેષ દુહાઓ હાથ લાગ્યા છે:

સૂતલ સખ કરે કણકણતું કુંજાં જી
માર્યું મધરાતે પાદર તારે પોરહા !

[ હે પોરહા વાળા ! કુંજડ પક્ષીઓની રીત છે કે રાતે ક્યાંઇક આખું વૃંદ ઓથ ગોતી આરામ કરે અને ચાર કુંજડાં વારા ફરતી ચોકી રાખે. સૂતાં સૂતાં કુંજડાં લ્હેરથી ઝીણું ઝીણું કણક્યા કરે. આવી લ્હેરથી મારૂં હૃદય–પક્ષી પણ પોઢ્યું હતું. ત્યાં તો બરાબર મધરાતની ભર નિદ્રામાં શિકારીએ એને માર્યું. ]

વાછરડું વાળા ભાંભરતું ભળાય
(પણ) થર આતમ નો થાય, પંરસ્યા વણનો પોરહા !

[ હે પોરસા વાળા ! ગાય પોતાના વાછરડાને પોતાની સન્મુખ જ બાંધેલું જોતી હોય, છતાં પણ એને પોતાની જીભથી સ્પર્શ કર્યા વગર એ માતાનો જીવ ઠરતો નથી, તેમ મારાં હૃદયને પણ મારી પ્રિયાના સ્મરણ માત્રથી જ શાંતિ નથી વળતી.]

ઉડી મન આંબર ચડે ચકવાં જી સહાય
ફફરી રાત ફળાય, પો' ન ફાટે પોરહા !

[ સંધ્યાકાળથી જ વિખૂટાં પડીને નદીના સામસામાં કિનારા પર બેઠેલાં ચક્રવાક પક્ષીનાં નર માદા જેમ રાત્રિમાં વારંવાર ઉડી ઉડીને ઝાડ પર ચડી જોયા કરે કે સૂરજ ઉગ્યો છે? પ્હો ફાટી છે? એ રીતે મારૂં હૃદય–ચકવું પણ વારે વારે નજર કરે છે કે આ વિજોગ–રાત્રિનો અંત છે ખરો? પણ મારે તો મિલનનું પ્રભાત પડતું જ નથી.]

અમારા ઉડે ગીયા અદ્ધર ઉચાળા
(હવે) વીસમશું વાળા પેલા ભવમાં પોરહા !

# સાંકળિયું

# કરીયાવર

"આ માંડયું છાંડયું ને ચાકળા ચંદરવા કોના સારૂ રાખી જાઓ બેટા હીરબાઇ? બધુંય ઉતારીને તારા ઘર ભેળું કરી દે બાપ!"

"ના બાપુ! બીંત્યું અડવી ન કરાય."

"અરે બેટા, હવે વળી મારે બીંત્યું અડવી શું? ને ભરી શું? ઉતારી લે બાઇ! એકેએક ચીજ ઉતારી લે. મેંથી એ નહિ જોયું જાય. બેટા, મને એ માંજ્ય છાંડય કરનારી સાંભરશે ને ઠાલું મારૂં અંતર બળશે."

નીસરણી માંડીને દીકરી દિવાલો ઉપરથી શણગારો ઉતારી રહી છે, અને બુઢ્ઢો બાપ એને ઘરની તમામ શોભા સંપત્તિ કરીયાવરમાં લઇ જવા આગ્રહ કરે છે. દરબારનાં ઘરવાળાનું ઘણાં વર્ષોથી અવસાન થયું છે. આતબોટની એકજ દીકરી હીરબાઇને ઉછેરી ઉછેરી બાપે આજ અઢાર વર્ષની ઉમ્મરે એને પરણાવી છે. આજ જમાઇ તેડવા આવેલ હોવાથી બાપ દીકરીને સાબદી કરવા લાગ્યા છે. ભેડાં, ત્રાંબાકુંડીઓ, ડબરા, ગાદલાં, ગોદડાં, પછીઓ, તોરણ, ચાકળા, ચંદરવા, સોના રૂપાના

દાગીના, જે કાંઇ પિતાના ભર્યા ભાદર્યા ઘરમાં હતું, તે તમામ પિતા દીકરીને દાનમાં દેવા આગ્રહ કરે છે. ગાડાં ને ગાડાં ભરાઇ રહ્યાં છે.

“હાંઉ બાપુ ! હવે બસ કરી જાઓ.” હીરબાઇએ આડા હાથ દીધા.

“પણ હું રાખી મેલું કોના સાટુ બાપ ! હું તો હવે બે ચોમાસાં માંડ જોઇશ. અને મારું ગામતરું થયે તો આ પિત્રાઇઓ આંહી તને થોડા ડગલું ય ભરવા દેવાના છે ?” બોલતાં બોલતાં બાપની પાંપણો આંસુએ ભીંજાઈ ગઇ.

દીકરી મ્હોં છુપાવતી જાય છે. પાલવડે આંસુડાં લ્હોતી જાય છે. અને બાપુના ઘરના શણગાર ઉતારતાં ઉતારતાં એનું અંતર વલોવાતું જાય છે.

“હીરબાઈ!” ડોસો પોતાની પાઘડીને છેડે ચોંથરામાં બાંધેલા વાઘ–નખ લઇને આવ્યો.

“આ લે બેટા, અમારો ભાણેજ થાય એને ગળે પહેરાવજે, મેં તો ગરમાંથી કેંક વરસો થયાં દીપડો મારીને કાઢી રાખેલ, તારે ભાઇ થાય એની ડોકે બાંધવાની આશાએ. પણ સૂરજે એ સાવઝના નખ પહેરનારો નહિ સરજ્યો હોય–હશે ! હવે પ્રભુ તારું મીઠું મ્હોં કરે ત્યારે પહેરાવજે હો !”

માનો જણ્યો ભાઈ એ વખતે હીરબાઇને સાંભરી આવ્યો. આજ ભોજાઇ વગર નણંદનું માથું ઓળી, મીંડલા ગુંથી, દસે આંગળીએ ટાચકા ફુટે એવાં મીઠડાં લઇ સાસરીયે વળાવનાર કોઇ ન મળે. અને બાપુનું ભાણું દસ દસ વરસથી પોતે સાચવેલું, તેનું હવે જતન રાખનાર કોઇ ન રહ્યું. હીરબાઇએ એકાંતે જઇને આંસુ ઢાલવ્યાં.

પચીસેક ગાડાંની હેડયો ભરાઇને કરીઆવર તૈયાર થયો. હીરબાઇએ ન્હાઇ ધોઇ, આણાતને અરસે તેવાં વસ્ત્રાભૂષણો સજી,

રૂપ નીતરતા અંગને જાણે સોને રૂપે જડી દીધું. માવતરના ઘરને છાંયડે ફરીવાર કદી બેસવું નથી. એવું જાણીને છેલ્લી મીટ માંડી બહાર નીકળી. ગાયો ભેંસો એને બહુ વ્હાલી હતી. એટલે જઇને પશુડાંને ગળે બાઝી પડી. પશુ જાણે જુદાઇની ઘડી પારખી ગયાં હોય તેમ મ્હોંમાંથી ખડનાં તરણાં મેલી દઇ, હીરબાઇના હાથ પગ ચાટવા લાગ્યાં.

"બાપુ ! આ વોડકી વીંઆય ત્યારે મને બળી ખાવા બોલાવજો હો, નીકર બોઘરૂં ભરીને ખીરૂં મોકલાવજો." હીર-બાઇએ પોતાની માનીતી ગાય સામે આંગળી ચીંધીને બાપને ભલામણ દીધી.

"અરે બેટા, બોલાવવાની વળી કોને ખબર છે? તારી ભેળી ગાડાને ઠાંઠે બાંધતી જ જાને બાઇ!"

એમ કહીને બાપુએ ગાય સાથે મોકલાવી.

મોઢા આગળ દીકરીનું વેલડું : પડખે લાકડી લઇને ડગૂ મગૂ વળાવવા જાતો બુઢ્ઢો બાપ : અને પાછળ કરીયાવરનાં પચીસ ગાડાં : એવી આખી અસવારી ચાંપરડા ગામના દરબાર-ગઢમાંથી અમૃત ચોઘડીયે ચાલતી થઇ. હીરબાઇ તો ચાંપરડાનો હીરો હતી, એટલે અરધું ગામ એને વળાવવા હલકયું છે. એક બાજુ અઢાર વરસની યૌવનમસ્ત કાઠી કન્યા, રેવાળ ચાલે ઘોડી ખેલવતા પોતાના કંથને નિહાળીને આવતી કાલથી મીઠો ઘર–સંસાર માંડવાના મનોરથોને હીંડોળે હીંચે છે, અને બીજી બાજુ બુઢ્ઢા, બોખા, બાળક જેવા બાપને પોચો પોચો રોટલો ઘડી, એના ગરભને ઘીમાં ચોળી, તાણ કરી કરી કોણ ખવરાવશે એની ચિંતા જાણે કે ઘરસંસારના મનોરથ–હીંડોળાને છેદી રહી છે.

ઘુઘરમાળ ગાજતી જાય છે. ગામની બાઇઓ ગાતી જાય છે કે

"દાદાને આંગણ આંબલો
આંબો ઘોર ગંભીર જો

"એક તે પાન દાદા તોડીયું
"દાદા નો હેત્યે ગાળજો
'અમે રે લીલા વનની ચરકલી
"ઉડી જાશું પરદેશ જો
"આજ રે દાદા કેરા દેશમાં
"કાલ્યે જાશું પરદેશ જો."

ગીતને વેણે વેણે બાપદીકરીનાં નેત્રોમાં આંસુની છોળો છલકાય છે. એમ કરતાં આખી અસવારી ચોરે પહોંચી. એટલે હીરબાઇનો કાકો અને તેના બે જુવાન દીકરા ચોરેથી હેઠા ઉતર્યા. હીરબાઇએ જાણ્યું કે મળવા આવે છે, તો મળીને બાપુની ભરળામણ પણ દઇ લઉં. એવી ઇચ્છાથી એણે જમણે પડખે વેલડીના માફાનો પડદો ઉંચો કર્યો. આંખો ભીની હતી, પણ ઓશીયાળું હાસ્ય આણીને એણે પોતાના કાકા–પીતરાઇભાઇઓનાં છેટેથી ઓવારણાં લીધાં.

" કાકા, મારા બાપુને સાચવ......"

એટલું વેણ પૂરૂં નથી થયું ત્યાં તો બન્ને જુવાનો બોલ્યાઃ—

" ગાડાં પાછાં વાળો."

" અરે બાપ, શીદ પાછાં વળાવો છો!"

" તું નિર્વંશ છો ડોસા, અમે કાંઈ નિર્વંશ નથી. અમે કાંઇ મરી નથી પરવાર્યા, તે આખો દરબારગઢ દીકરીના દાયજામાં હલવીને પારકે પાદર મોકલી રહ્યો છો!"

" અરે ભાઇ! મારે એકનું એક પેટ; એને આજ નથી મા, કે નથી માનો જણ્યો ભાઇ. એને હું કરીયાવર પણ ન દઉં? અને હવે તો હું મુવે મારો ગરાસ ને દરબારગઢ તમારાં જ છે ને?"

" તું તો ઘણું ય લૂંટાવી દે! પણ અમે નાના ચીગળા નથી. પાછાં વાળો ગાડાં! નીકર કાંઇક સાંભળશો."

હીરબાઈએ આ દેખાવ નજરોનજર દીઠો : બુઢ્ઢો બાપ બે હાથ જોડી કરગરે છે, અને પિત્રાઈએ ડોળા ફાડી ડાંગો ઉગામે છે. દેખીને દીકરીને રૂંવાડે રૂંવાડે ઝાળ લાગી ગઈ. માફાનો પડદો ઉછાળી મેલી, ઘુમટો તાણી, ઠેકડો મારીને હીરબાઈ નીચે ઉતરી. અને બાપુનો હાથ ઝાલી કહ્યું,

"બસ બાપુ, પતી ગયું. હાલો, પાછા વળો. ભાઈ ગાડા-ખેડુઓ ! ગાડાં તમામ પાછા વાળો. આજ શકુન સારાં નથી."

"પાછાં શીદ વળશે ?" એવી હાક દેતો હીરબાઈનો વર ઘોડીને મોખરે હાંકી લાવ્યો. એનો પંજો એની તરવારની મૂઠ ઉપર પહોંચ્યો. એણે ફરીવાર હાકલ દીધી કે

"એમ ગાડાં પાછાં ફરશે ? તે પહેલાં તો ચાંપરડાને ચોરે ઠાકરના ચરણુંમાં થોડાંક લીલવણી માથાંનાં શ્રીફળ નહિ વધેરૂં ?"

"કાઠી !" હીરબાઈએ ઘુમટો આડો કરીને હાથ ઉંચો કર્યો, "કાઠી, આજ કજીઆનું વેળું નથી. અને તું મુંઝા મા. સૌ પાછા વળો."

ગાડાં પાછાં વળ્યાં. હીરબાઈ અડવાણે પગે પાછી ઘેર આવી. ડેલીમાં આવીને જોયું તો બાપુ હજુ પાછળ પાછળ દૂર ચાલ્યો આવે છે. ઘોડી પર બેઠેલ ધણી વિચારમાં પડી ગયો છે. એને જોઈને હીરબાઈ બોલી,

"કાઠી, તારે હૈયે ધરપત રાખ. તને સંતાપવો નથી."

એમ કહી પોતાના હેમે મઢ્યા ગળામાંથી ઝરમર, કોટીયું, કાંઠલી, ચંદણહાર વગેરે દાગીના કાઢી ધણીને આપતાં આપતાં બોલી,

"આ લે કાઠી. તું બીજું ઘર ગોતી લેજે. અને મારી 'વાટ્ય જોતો બેઠો રે'જે."

"હાં ?"

"કાં શું ? હવે તો સુરજની સાખે બંધાઉં છું કે મારા બાપને ઘેર દીકરો ન જન્મે ત્યાં સુધી મારે સરસ્વતીનાં વ્રત થઈ ચૂક્યાં. મારા બાપના ઘરમાં પીંગલે ભાઇ ન મળે, એટલે જ ભરી બજારમાં મારાં માવતરનું મોત બગડે ને ! હવે તો પારણામાં ભાઇને હીંચોળીને જ આવીશ. નીકર જીવતર-ભરના રામ રામ સમજજે કાઠી. ને તું વાટય જોઇશ મા. તને રાજી ખુશીથી રજા છે. બીજું ઘર કરી લેજે. આ લે આ ખરચી."

"હીરબાઈ ! દીકરી !" બાપુએ આડા હાથ દીધા, "આ શું ? આવું વ્રત !"

"ફિકર નહિ બાપુ ! રજપૂતાણીયું વ્રત લેતી આવી છે."

'આ લે કાઠી, બાપને ઘેર દીકરો ન જન્મે ત્યાં સુધી હું નહીં આવું. ત્યાં સુધી મારે તો અગન્યની આંધોળી છે."

એટલું કહીને બાઇએ દાગીના અને રૂપીયાની પોટલી પોતાના ધણીના હાથમાં દીધી.

કરીયાવરનો અઢળક સામાન ઘરમાં પાછો ઠલવાઈ ગયો. અને દીકરીએ પોતાના શણગાર ઉતારી સાદો વેશ ધારણ કરી લીધો. બાપના ઘરમાં આખું ખાડું હતું, તેમાંથી ડુંગરાનાં ટુંક તોડી નાખે એવી, દેવળના થંભ જેવા પગવાળી, ત્રણ ત્રણ આંટાળાં શીંગે શોભતી, ફાંટ ફાંટ જેટલાં આઉવાળી સાત કુંઢી ભેંસોને નોખી તારવી, ગોવાળોને આજ્ઞા દીધી કે "ભાઇ આયકુ ! આપણી સીમના ઉભા મોલમાં આ સાતે નાગપદમણીયુંને પહર ચારવા મંડો. અને મારો બાપ કરૂં ! ડીલે ક્યાંય માખી નામ ન બેસવા દેજો. અને એને મન હોય ત્યાં સુધી માંદણે બેસવા દેજો."

ભરવાડો એ રીતે સાતે ભેંસોને સાચવવા મંડ્યા. ભેંસોને દુધના ફુગર ચડવા લાગ્યા. બબ્બે જણા બદલાય ત્યારે તો દોવાઇ રહે, એવાં આઉ ભરાતાં થયાં. એક ભેંસનું દૂધ બીજીને પવાય, બીજીનું ત્રીજીને, ત્રીજીનું ચોથીને, અને એ રીતે છેક

છુંનું દૂધ સાતગીને પીવરાવવા લાગી. છેવટ સાતગીના દૂધમાં સાકર, કેસર ને એળચી જાયફળ નાખી, અંદર સળી ઉભી રહે એવો ધાટો કઢા કરી, સગી જનેતા જેમ પેટના બાળકને પીવાડે તેમ દીકરી બાપુને પીવરાવવા લાગી.

બાપને તો એક હસવું ને બીજી હાણ જેવું થઈ પડયું છે. શરમીંદો બનીને પિતા કન્યાની સામે કાલાવાલા કરેછે કે "ગીગી ! બેટા, મને આ અવસ્થાએ આ કેસર ને આ કઢા તે કાંઇ શોભે ? અને તું તારી આ ધારણા મેલી દે બાપ ! મા મહિનાનું તો માવઠું કે'વાય."

"બોલશો મા બાપુ ! મારાં વતને હજાર હાથવાળો પાર ઉતારશે. અને તમે કયાં લાલસાના માર્યા કરોછો ? મારા કરીયાવર આડો એરૂ ઉતર્યો છે એનું નિવારણ ન કરૂં તો હું જીવ કેમ રાખું ?"

એક મહિનો, બે મહિના ને ત્રણ મહિના : ત્યાં તો સાઠ વરસના ડોસાને જુવાનીનો રંગ ફુટવા લાગ્યો. કાયાનું અણુંયે અણું કિરણો કાઢતું થયું. ધોળા વાળને કાળપ ચડી. ઘોડે સવારી કરીને સવાર સાંજ બાપ સીમાડાની બહાર દોડતાં હરણ સાથે હોડ કરવા લાગ્યો. અને મ્હોંમાગ્યાં મૂલ ચૂકવીને દીકરીએ બાપને જેબલીઆ કાઠીની કન્યા વેરે પરણાવ્યો.

એક વરસ—અને એક દીકરો: બીજું વરસ—બીજો દીકરો : દેવના ચક્ર જેવા બે ભાઇઓ બ્હેનના ખોળામાં ધૂધવાટા કરવા લાગ્યા અને હીરની દોરીએ હીંચોળતી બ્હેનને વીરનાં હાલરડાં ગાતી સાંભળીને ભાયાતોના કોઠામાં ધગધગતું સીસું રેડાઇ ગયું.

રાત ને દિવસ બ્હેન તો પોતાના ભાઇઓને નવરાવવા ધોવરાવવામાં, ખવરાવવા પીવરાવવામાં, ને એનાં ગૂમુત્ર સાફ કરવામાં તલ્લીન બની ગઇ છે. પણ પરણેલી દીકરીને મરજીથી વિધવાપણું વ્હોરીને વેશ બાળતી ભાળી ભાળીને બાપને કાળજે કાણાં પડી રહ્યાં છે. જમાઇ તો ધરાણાં ને રોકડા રૂપીઆ લઇને

ગયો છ, એટલે એ તો આજ સુધી વગર પરણ્યો બેઠો હોય તેવો તો ખ્યાલ પણ શાનો આવે ? છતે ધણીએ વિધવા બનીને બેસી ગયેલ હીરબાઇ, કોઇ કોઇ વાર મધરાતે સ્વપનામાં લવે છે કે "કાઠી, મારી વાટય જોઇશ મા." બાકી તો એ પોતાના બાપુ ને ભાઇ ઉપરની પ્રીતિ સિવાય બીજું કાંઇ કળાવા પણ દેતી નથી.

એમ કરતાં તો ત્રણ વરસની રૂંઝયો વળી ગઇ. અને ચોથે વરસે સીમાડા ઉપર ખેપટ ઉડતી દેખાણી. જોતજોતામાં કોઇ રોઝી ઘોડીનો અસવાર ઝાંપામાં દાખલ થયો. ગામની પનીઆરીઓ હાલાં બેડાં લઇને દરબારગઢમાં દોડી : "બા, વધામણી—ધાધલ આવી પહોંચ્યા છે."

આવીને કાઠીએ ધરાણાં રૂપીઆની પોટલી પડતી મેલી.

"કાઠી !" હીરબાઇએ ગદ્ગદિત બની પૂછ્યું "ત્રણ ત્રણ વરસ સુધી વાટયું જોઇ ?"

"જરૂર પડત તો સાત જન્મારા સુધી વાટય જોત." મ્હોંયેથી મોહરીયું છોડતાં છોડતાં કાઠીએ જવાબ દીધો.

"બાપુ !" હીરબાઇએ બાપને કહ્યું, "હવે આ વખતે તો ગઢની ખીલી પણ નહિ રહેવા દઉં. તમે નવી વસાવી લેજો."

એમ બોલીને હીરબાઇએ ગાડાં ભર્યાં. દરબારગઢમાં એક ખીંતી પણ ન રહેવા દીધી. ફરીવાર વેલડું જોડાણું. ગામ વળાવવા હલકયું. ચોરો આવ્યો. માફાની ફડક ઉંચી થઈ. હીરબાઇએ ગલગોટાના ફુલ જેવું ડોકું બહાર કાઢયું. અને ચોરે પ્રેત જેવા નિર્જીવ બની બેઠેલા ભાયાતોને પડકારી સંભળાવ્યું કે

"આવો કાકા અને આવો ભાઇઓ ! હવે ફરો આડા."

"ના રે બેટા, અમે ક્યાં કહીએ છીએ ?"

"શેના કહો ! ઘોડીએ એકને સાટે બે ભાઇ રમે છે. અને હવે તો ગાડાંની હેડયું ગણ્યા જ કરજો."

કાળાં ધબ મુખ લઇને પિત્રાઇઓ બેઠા રહ્યા. ભાઇની બ્હેન કરીયાવર લઇને સાસરે ચાલી ગઇ.*

---

*આ ઘટના જુનાગઢ નજીક ચાંપરડાં ગામે બની છે. કાઠીનું નામ વાઘોવાળો અથવા ઝગોવાળો બોલાય છે. કોઈ વળી આ બનાવ આચ-રોમાં બન્યો હોવાનું ભાખે છે.

❦

# બાપનું નામ

બગડાણા ગામની નદીની વેકૂરમાં બેસીને એક ચીંથરેહાલ આદમી હાથ વતી ખાડો ખોદી રહ્યો છે. ખોદતો ખોદતો દાંત કચકચાવતો જાય છે. મનની ઉંડી દાઝ કાઢતો હોય તેવા ચાળા કરતો જાય છે. મ્હોંયેથી બડબડાટ પણ કરે છે. અને પડખે થઇને ચાલ્યું જતું નદીનું વ્હેન, જાણે એ મુરખા ભિખારીની મુર્ખાઇની મશ્કરી કરતું હોય, તેવો ખળ ! ખળ ! ખળ ! ખળ ! ખળ ! અવાજ કાઢી રહ્યું છે. પાસે એક ઉજળાવરણો, ધાટીલો જુવાન હાથમાં કળશીયો લઇને આ ગરીબ. માણસનું ખોદાણ કામ જોતો જોતો મલકાતે મ્હોંયે ઉભો છે.

"શું કરો છો ભાઇ ?" જુવાને પૂછ્યું. પણ ખોદનારને તો આંખ કાન ને નાકનું તમામ જોર ખોદવામાં જ કામે લાગી ગયું હોય એવું થવાથી, કોણ શું પૂછે છે, કે કોણ પાસે ઉભું છે તેનું ભાન જ નથી. માથાની પાઘડીના આંટા ગળામાં પડવા મંડયા તેટલી હદ સુધી ભાનભૂલ્યો બનીને બસ ઉંડે ઉંડે હાથ નાખીને એ તો ગાળ કાઢતો જ જાય છે.

"એ....શું ખોદો છો ? ત્યાં કાંઇ માયાના ચરુનું કડું તો હાથમાં આવી ગયું નથી ને ?"

જુવાને એ ખોદનારના કાનમાં મ્હોં નાખીને જોરથી આ વેણ સંભળાવ્યાં. બાઘોલા જેવા ભિખારીએ માથું ઉંચું કરીને આ જુવાન સામે જોયું.

"શું કરો છો ?" ફરીવાર જુવાને પૂછ્યું.

"એ...દાટું છું." એટલું એકજ વેણ બોલીને, જાણે કે પોતાને મોડું થઇ જતું હોય તેમ પાછો એ માણસ ખોદવામાં લાગી ગયો. નક્કી આ માણસ ગાંડો હોય એવો વ્હેમ જુવાનના અંતરમાં આવી ગયો.

"પણ આંહી નદીમાં શું દાટો છો ?" ફરી સવાલ કર્યો.

"નામ !" આગળના જેટલો જ ટુંકો જવાબ મળ્યો.

"નામ ! અરે ડોસા, ગઢપણનો ચાળો ઉપડયો કે શું ? શું, નામ દાટો છો ? કોનું નામ ?"

"એ...ઓલ્યા કાળમુખાનું !"

એટલું કહીને ખોદનારે નદીની ભેખડ ઉપર ઉભેલા એક ઘર સામે હાથ ચીંધાડયો.

"એણે તમારૂં શું બગાડયું ? તે પ્રભાતના પો'રમાં ફુલડે વધાવવા મંડયા ?"

"પ્રભાતને પો'ર એ કાળમુખે મને જાકારો દીધો. ડેલીએ હું ટંક બપોર આશરો લઇને બહુ તો ફડશ રોટલો ખાઇ જાત. પણ એમાં તો એ સુમના પેટનાનો જીવ ટુંપાઇ ગયો. તો પછી એવડી મોટી તાબૂત જેવી ડેલી શીદને ઉભી કરી છે ? મે'માનને આદરમાન ન દઇ શકતો હોય તો મેલે ને એની મો'લાત્યુંમાં લાલબાઈ !"

પોતાના જ સગા બાપને માથે આ પુલડાંનો વરસાદ વરસી રહ્યો છે એમ એ જુવાનને ખાત્રી થઇ ગઈ. ખોદનારની જીભ તો પાટીએ ચડેલી તાજણુ ઘોડીના જેવો વેગ કરીને એ મોટી ડેલીવાળા આયરને ગાળો ચોપડવા લાગી પડી છે અને એક પછી એક વેણુ સાંભળીને એ બાપનો બેટો મ્હોં આડે ફાળીયું દેતો હસી રહ્યો છે.

"ગઢવા લાગો છો !" જુવાને પૂછ્યું.

"હા, ગઢવા મુવા છીએ તયેં જ ને ?"

"હા જ તો. નીકર તો જીભે આવી સાક્ષાત સરસ્વતી ક્યાંથી હોય ?"

"દાટી દઉં, કાળમખાના નામને."

"હા હા ગઢવા. સાચી વાત. દાટી જ દ્યો એના નામને. ખૂબ ઉંડું દાટજો હો. નીકર પાછો નીકળી જાય એવો છે. એની વાંસે એવા પડ્યા છે કે એને પાતાળમાંથી પણ બહાર કાઢશે. માટે સારી પેઠે ઉંડો દાટજો હો કે ગઢવા !"

"એમાં તમારે કેવું ન પડે ભા !"

"લ્યો હું યે ખોદવા લાગું. તમથી એકલાથી નહિ ખોદાય ગઢવા." એમ બોલીને એ જોધારમલ આયર કળશીયો કોરે મેલી, બાંય ચડાવી, ગોઠણભર થઇ ખાડાને વધુ ઉંડો કરવા લાગ્યો.

"લ્યો હવે નાખો એને આમાં, એટલે દાબી દાબીને દાટી દઇએ."

એક ગોળ પથરો લઇને ચારણે ખાડામાં પડતો મેલ્યો. "લ્યો, આ પાણકા ને એના દિલ વચ્ચે કાંઈ ફેરફાર નથી. બેય સરખાજ કઠણ. દાટી દ્યો એ પાણકાને."

"હં મારો બાપો ગઢવા ! વાળી દ્યો વેકૂર. અને હું મંડું ખુંદવા."

ખુંદી ખુંદીને પત્થર દાટયો. હાશ ! કહીને ચારણે શ્વાસ હેઠો મેલ્યો. ગાંડાની માફક દાંત કાઢીને બોલવા લાગ્યો કે

"હવે વાંધો નહિ જુવાન ! હવે નીકળી શકે નહિ."

"ના ગઢવા, મને તો બ્હીક લાગે છે કે નીકળી જાશે હો ! રોજ આંહી આવીને ખબર કાઢી જાજો. હમણાં આ ગામ છોડવા જેવું નથી. એ મડું તો મસાણેથી પાછું આવે એવું છે."

"અરે મારા બાપ ! છોકરાં ધાન વગર ધા દઇ રહ્યાં છે, ને હું શે સુખે આંહી રહું ! આ ગામમાં મને આવે શુકને હવે ઉભો ય કોણ રાખે ?"

"ગઢવા હાલો આપણે ખોરડે. જાર બાજરાનું જે ધાન ખાતા હશું એ તમારા ભાણામાં પણ હાજર કરશું."

ચારણને કાંડે ઝાલીને જુવાન આયર પોતાની ડેલીએ તેડી ગયો. ધતુરાનાં ફુલ સરખી સોહામણી ડેલીની બન્ને બાજુની ચોકખી અરીસા જેવી ચોપાટોમાં ચારણે તો પચાસ પચાસ પરોણાઓને હીંગળોકીયા ઢાલીયા માથે બેઠેલા જોયા. ડેલીનાં કમાડ, ગોખલા, જાળીયાં ને થાંભલીઓનું અમૂલખ જૂનવાણી કોતરકામ ભાળીને પરોણાનું દિલ, આંબાની કુંજે મોરલો રમે તે રીતે રમવા લાગ્યું. થોડીવાર થઇ ત્યાં જુવાન આયરને દાતણ કરવા માટે સોનાની ઝારી ને રૂપાના કળશીયા હાજર થયાં. માણસો એનો પડતો બોલ ઝીલવા મંડયા. અને અંદરથી નોકરો એક પછી એક દસ જાતવંત ઘોડીઓને દોરીને જેમ એ જુવાનની સામે આણતા ગયા, તેમ તેમ જુવાન ઘોડીઓની રૂંવાટી માથે અને કાનની અંદર આંગળી ફેરવી, ભાતભાતની અટલસોની કુમાશ તપાસતા કોઈ મોટા સોદાગરની માફક પોતાનાં પ્રાણપ્યારાં પશુઓને તપાસવા લાગ્યો. ખમા રાઘવભાઇ! ખમા રાઘવભાઇ ! એમ ખેડુઓ ખમકારા કરતા નીકળ્યા. જુવાનનો પડતો બોલ ઝીલાતો જોઇને ચારણે જાણ્યું કે પોતાનું

કાંડું ઝાલીને લઇ આવનાર તો બગડાણા ગામનો જાણીતો આયર રાઘવ ભમ્મર જ છે.

એક દિવસ, બે દિવસ, ચાર દિવસ થયા ત્યાં ચારણે ઉભા થઈ, રાઘવ ભમ્મરનાં ઓવારણાં લઇ, હાથ જોડી રજા માગી કે 'બાપ, એન જમણ ભાંગી ગ્યાં, છોકરાં ઘરે ભાંભરડાં દેતાં હશે, ને હું આંહી સવા મણની તળાઇમાં કેમ સૂઉં ? રાજી થઇને રજા દ્યો."

" અધીરા થાઓ મા ગઢવા, ઘેર દાણા પહોંચતા કરૂં છું." એમ કહી એણે તુર્ત ચારણને ગામડે એક કળશી લીલવણી બાજરો ગાડું ભરીને મોકલાવી દીધો.

ચારણ રોકાયો. જીભ આળવીતરી, એટલે ભર દાયરા વચ્ચે ચારણે પત્થર જેવડા બોલ મ્હોંમાંથી પડતાં મેલ્યા "જોજો આ મારા નાથની જુક્તિ. પડખો પડખ બે ડેલીયું: બેય ડેલીએ હાથણીયું જેવી બસો બસો કુંઢીયું ટલ્લા દે છે: બેયને ઘરે નવે નધ હાથ જોડી ઉભી છે: પણ બેય ડેલીયું વચ્ચે મારે નાથે કેટલું આભ જમીંનું અંતર પાડી દીધું ! એકનું મ્હોં પ્રભાતે જોવાઇ ગયું હોય તો લાંઘણ પડે. ને બીજાને દીઠયે દાળદર દરિયાને સામે કાંઠે જઇ પડે."

પડખે ચડીને માણસોએ ચારણને ચેતાવ્યો : "અરે ગઢવા ! ગઝબ કરો મા. બેય બાપ દીકરો થાય છે."

એટલું સાંભળતાં તો ચારણને થરેરાટી વછૂટી. નદીની વેળુમાં ખાડો ખોદીને જેને દાટેલ છે, એના દીકરાનો જ શું પોતે અતિથિ થઇ પડયો છે ! એ વાતની જાણ થતાં તો ચારણના શરીરમાં જાણે મેલડીનો પ્રવેશ થયો.

[૨]

બરાબર બપોરનું ટાણું છે, તે વખતે એક હજાર ઘોડે ઠાકોર વજેશંગજીએ ભાવનગરથી આવીને બગડાણાના પાદરમાં

વડલા હેઠળ વિસામો લીધો, અને પોતાના અમીરોને હુકમ કર્યો કે "રાઘવ મામાને ઝટ સાબદા થઇ બહાર નીકળવા કહો. બીજી કાંઇ તરખડમાં પડે નહિ, એમ કહેજો. મેં બધો સરંજામ ભેળો લીધેલ છે."

અસવારોનાં ઘોડાં મહારાજ વજેસંગજીને વીંટીને પાદરનાં ઝાડવાંની ઘટામાં હમચી ખુંદવા મંડયા, મહારાજને મ્હોંયે પવનની ટાઢી લહરીઓ વારણાં લેવા લાગી. અને આ બાજુથી અમીરે આય-રની ડેલીએ જઇ તપાસ કરી તો રાઘવ ભમ્મર અંદરને ઓરડે આરામ લેતા હોવાની જાણ થઈ. અમીરે રાઘવ ભાઇની માતાને ખબર દીધા.

" કોણ મે'માન છે ?" ડોસીએ પૂછાવ્યું.

" ભાવનગરથી મહારાજ વજેસંગજી."

" કેમ અટાણે ?"

" એક હજાર ઘોડે દુવારકાંજીની જાત્રાએ જાય છે, અને રાઘવ મામાને ભેળા સોંડાડવા છે."

" તે કયાં છે મહારાજ ? ડેલીએ લઇ આવો."

" મહારાજ પેધડું છાંડવાની ના કહે છે, અને મામાને ચોંપેથી સાથે ચડી જવા કહેવરાવે છે."

" પણ બાપ, રાઘવ તો ઝોલે ગ્યો છે. ભલા થઇને એને કોઇ કાચી નીંદરે ઉઠાડશો મા."

" અરે પણ ફુઇ, મહારાજ..."

" મહારાજને મોરલીધર કરોડયું વરસના કરે. પણ મેં કોઈ દિ' મારા રાઘવને કાચી નીંદરે નથી જગાડયો. મહારાજને વિનવો કે ઘોડાં જોગાણ ખાય, તેટલીવાર પેધડું છાંડીને ડેલીએ બિરાજે, ત્યાં હમણાં ભાઇ જાગશે."

" અરે પણ ફુઇ, એક હજાર ઘોડાંને જોગાણ..."

" કાંઈ વાંધો નહિ બાપ, આંહી મહારાજને પ્રતાપે કોઠીયુંમાં બાજરો અભરે ભર્યો છે. ચડાવી દ્યો પાળી પાળી જોગાણ, ઘોડાંને લાંબો પંથ પણ પડયો છે. "

મહારાજને ખબર પહોંચ્યા કે મામો પોઢયા છેઃ અને કાચી નીંદરે જગાડાય નહિ માટે મામો ઉઠે ત્યાં સુધી ઘોડાં તોફાન કરે નહિ એટલા સારૂ જોગાણ ચડાવવાનું આઇએ ઓરડેથી કહેવરાવ્યું છે !

" સાચું, સાચું, મામાને કાચી નીંદરે ન જગાડાય. " એમ બોલી, હસતા હસતા અઢારસો પાદરના ધણી રાઘવ ભમ્મરની ડેલીએ જઇ ઉતર્યા. ઢોલીઆ ઉપર ફુલવાડીઓ જેવી ધડકીઓ પથરાઇ ગઇ. દૂધના ફીણ જેવા ઓછાડ ઢંકાયા. અને મહારાજ મામાને ઉઠવાની વાટ જોતા જંજરી પીતા પીતા બેઠા. હજાર ઘોડાં હાવળો કરતાં કરતાં જોગાણ ખુકડાવવા લાગ્યાં. બીજી બાજુથી આખા ગામની આયરાણીયોને બોલાવી આઇએ ભાતલાં તૈયાર કર્યાં. સાંજણી ભેંસો દોવાઇ ગઇ. ગોરસડાં ભેળાં થયાં. ખાવાનું તૈયાર ટપે થઇ ગયું ત્યારે રાઘવભાઇ જાગ્યા.

"અરે રંગ રે મામા ! " કહેતા મહારાજ ઢોલીએથી ઉભા થઈ રાઘવને બથોબથ મળ્યા.

"મારા બાપ ! મને ભોંઠામણ ચડયું. મને જગાડયો નહિ ?"

"કાચી નીંદરે.........."

"અરે હાં હાં ! બાપ ! હું ઘરધણી માણસ, મારે વળી નીંદર કાચી શું ને પાકી શું !"

"નીંદર તો મામા, સહુની સરખી ને ! શું રા'ની, કે શું રંકની."

એમ વાતો કરી ભાતલાં જમ્યા. રાઘવ ભમ્મર મહારાજની સાથે દ્વારકાજીની જાત્રાએ ચાલ્યા. પેલા ચીંથરેહાલ ચારણને પણ બનાવી ઠનાવી સાથે લઈ લીધો.

[૩]

પ્રભાતને પહોરે પોતાનાં હજાર માણસોનો દાયરો કરીને મહારાજા વજેસંગજી ગોમતીજીને તીર બેઠા છે. ઉગતા સૂરજની ચંપકવરણી જ્યોત ગોમતીજીના હૈયા ઉપર હેમનો કોઇ નવલખો હાર પહેરાવી રહી છે. રણછોડરાયજીનાં સોનેરી ઈંડાં ઉપર ધજાઓ ફડાકા મારે છે, અને ચારણના મ્હોંમાંથી કાવ્યધારા વછૂટે છે કે

ગરજે ગોમતી જી
કે ગાજે સાગરં
રાજે શામળા જી
કે બાજે ઝાલરં
સોહે એરસા જી
કે સ્વામી સુંદરં
મણજાં ઝળહળે જી
કે દીપક મંદરં

મણજ ઝળહળ દીપક મણિમે, કરાં ગૌ નર કેક
પોહપ–માળા ચડે પૂંજા, અસા જુગપત એક
વીણા મરદંગ શંખ વાજે ધરે સેવક ધ્યાન
છપન કુળ જાદવાં માઝે કરે લીળા કાન.

ભગવત રાજીયા જી
કે મુજ પર ભૂપતિ
અહનશ ઉતરે જી
કે ઉપર આરતી
આમ દ્વારકાં જી
કે સરતા ગોમતી
કંથડ લીળીયા જી
કે ભાખે કીરતી.

"લ્યો મહારાજ, સ્નાનની સાબદાઇ કરો."

ડોકું ધુણાવીને મહારાજ મરક ! મરક ! થાતે મુખડે બોલ્યા કે "બા ! એમ ગોમતીજીમાં ડીલ પલાળીને નથી ભાગવું."

'ત્યારે ફરમાવો."

"જુવો ભાઇ, આપણા સહુમાંથી જે પહેલ વહેલો ગોમતીજીમાં ન્હાય, એણે દ્વારકાની ચોરાશી જમાડવી પડે."

દ્વારકાની ચોરાશી ! સાંભળીને સહુ અમીરો ચુપ થઇ ગયા.

"સાચેસાચ મહારાજ ?" રાઘવ ભમ્મરનો અવાજ આવ્યો.

"સાચેસાચ. ગોમતીજીને કાંઠે તો સહુ સરખા. જેને અંગડે ઉલટ આવતી હોય એ પહેલો ન્હાય. પહેલા ન્હાવાનું પૂણ્ય કાંઇ રાજાને જ કપાળે નથી લખી દીધું."

"ત્યારે હવે વેણ પળજો હો મહારાજ !" કહેતો રાઘવ ઉભો થયો. અમીરો એક બીજાના મ્હોં સામે જોઇ રહ્યા. અને ઠાકોર હસવા લાગ્યા. "અરે મામા તમે ?"

"હા બાપ, હું ! લ્યો ત્યારે, જે મોરલીધર !" કહીને રાઘવ ભમ્મર પહેર્યે લૂગડે, અને પગરખાં સોતો દોડયો. કાંઠેથી ગોમતીજીને ખોળે કાયાનો ઘા કર્યો. અને કાંઠે બેઠા બેઠા મહારાજ ખડ ! ખડ ! દાંત કાઢીને પડકારા દેવા લાગ્યા કે "રંગ મામા ! રંગ આયર !"

પોરસમાં ને પોરસમાં રાઘવને ગુલાબી અંગે પુલકાવળી ઉપડી ગઇ. હજાર માણસોની વચ્ચેથી એકલો ગોમતીજીની છાતીએ આયર મગરમચ્છની માફક શેલારા દેવા લાગ્યો.

કાંઠા ઉપર અમીરો કોચવાઇને અંદર અંદર વાતો કરવા મંડ્યા કે "વાહ ! આટલો બધો અણુધ આયર ! મહારાજની યે મરજાદ નહિ !"

"મહારાજે વિવેકમાં જરાક કહ્યું ત્યાં જ જશ લેવા દોટ દીધી ?"

"મૂંઢ જાત ખરી ને ?"

રાઘવ ભમ્મરનાં બાવડાં ઝાલીને ખુદ મહારાજે ગોમતીજી-માંથી બહાર કાઢ્યા. પંજો લગાવીને વાંસો થાબડ્યો. પોતાના રાજના એક ધરધણી માણસને પણ આટલો પોરસ આવ્યો ભાળીને મહારાજની છાતીના બંધ તૂટવા લાગ્યા.

ખૂણે બેઠો બેઠો પેલો ચારણ પણ મ્હોં વિકાસીને નિરખી રહ્યો.

બીજે દિવસ ગુગળી બ્રાહ્મણોનાં જૂથ હલક્યાં. છાણાંના આડ મંડાઇ ગયા. અને ખાખરા શેકાઇ, ખારણીયે ખંડાઈ, ઘી ગોળ ભેળાઇ લાડવા વળાવા લાગ્યા. લાડવાના તો જાણે મોટા ડુંગરા ખડકાયા.

અમીરો આયરની જડતા ઉપર હસે છે, અને મહારાજ એની ઉદારતા ઉપર મોહી મોહીને મલકે છે. આડ બળતા અને ધુમાડાના ગોટેગોટા નીકળતા હતા તે જોઇને મહારાજે આંખો ચોળતાં ચોળતાં મીઠો મર્મ કર્યો કે

"મામા, હવે તો આંખ્યું બહુ બળે છે હો. આવડો બધો ધૂમાડો !"

"બાપા ! આપની આંખ્યુંમાંથી પાણીડાં નીકળે એટલે જ ધુંવાડે મને હજી ધરપત નથી !

"કાં મામા ? હજી વળી શું બાકી રહ્યું છે ?"

"હજી તો બાપ ! દાટયું છે તે બહાર નીકળતું નથી !"

'દાટયું" શબ્દ સાંભળીને ચારણના કાન ચમક્યા.

"શું વળી દાટયું છે મામા ?"

"બાપ ! દુનિયાની અમુલખ ચીજ: ત્રિલોકમાં ન મળે એવું નાણું."

સાંભળીને ચારણને મોઢે મશ ઢળી ગઇ.

"ક્યાં દાટયું છે ?"

"બાપ, બગડ નદીની વેકૂરમાં. ધરબી ધરબીને દાટયું છે. એ ન નીકળે ત્યાં સુધી જીવતર ધૂળ બરાબર છે."

"નીકળી ગયું ! મારા વા'લા નીકળી ગયું." બોલતો ચારણ દોડયો. જઈને રાઘવનાં વારણાં લેવા મંડયો. અને ફાટતી છાતીએ દુહા બોલ્યો :—

સંચીયલ ધન સૂમા તણું, નાણું નોંધ પખે
ફોળ્યું લે ફાંટે રામા વાળી રાઘડા.

[ હે રાઘવ ભમ્મર ! કંજૂસ પિતા રામા ભમ્મરનું સંચેલ દ્રવ્ય તેં ફાંટે ફાંટે કાઢીને ખરચી નાંખ્યું. ]

અને

તળ ગોમતી તણે તેં લઈ ચરૂ ચડાવીયા
(એમાં) ઢાંકયાં ધૂંવાડે રાજા ને પરજા રાઘડા.

"મારા વા'લા ! તેં આજ બાપનું નામ ઉંડે દટાયું હતું તે બહાર કાઢી નાખ્યું. અને એમાં અચંબો કેવો ! રાઘવ જેવો દીકરો બાપને ચાર જુગ જીવતો ન રાખે તો બીજો કોણ રાખશે ?"

કહીને ચારણ ઓછો ઓછો થઇ ગયો. મહારાજને આખી વાતની જાણ થઇ. રાઘવ ભમ્મરની પીઠ મહારાજાના પંજાની થાબડી ખાઇ ખાઇને સતીચોળ થઇ ગઇ, અને ગોમતીજી ન્હાવાનું પૂણ્ય પોતાના પ્રજાજનને અપાવી મહારાજ હજાર ઘોડે પાછા વળ્યા.

# બારવટીયો

ઈડર શહેરમાં કાઠીઆવાડના અમરેલી ગામથી કોઈ જ્યોતિષ જાણનારો બ્રાહ્મણ આવ્યો છે. રાજા કલ્યાણમલજીને આ જોશીના સામર્થ્યની જાણ થઈ છે. એણે હુકમ દીધો કે "હાં બોલાવો એ બ્રાહ્મણને રાજ–કચેરીની અંદર."

બ્રાહ્મણ આવ્યો અને મહારાજે એને પ્રશ્ન કર્યો કે "મારૂં મોત કહી દેશો જોશી ?"

"મારવું જીવાડવું એ તો પ્રભુના હાથની વાત છે રાજાજી ! હું તો ફક્ત જન્મોત્રીના આંકડા માંડીને ભવિષ્ય ભાખું છું. મારે કહ્યે કાંઈ માણસ મરતાં નથી."

"મારૂં ભવિષ્ય જોશો ?"

"આટલાં બધાં માણસોની વચ્ચે કહેવરાવવું રહેવા દો મહારાજા. ફરમાવો તો હું આપને એકાંતે મળું."

"ના, ના જોશી ! આ તમામ મારા સાટે જીવ દેનારા રજપૂતો છે. એનાથી મારે અંતપંટ ન્હોય. કહો જે કાંઈ મારી જન્મકુંડળીમાંથી નીકળતું હોય તે."

"ઠીક ત્યારે બાપુ : આજથી ઓગણત્રીસમે દિવસે તમારે માથે વિજળીની ઘાત છે."

પચીસ વર્ષના જુવાન રાજા કલ્યાણમલના હોઠ ઉપર મરકલડું તરવરવા લાગ્યું. મધ્ય ચૈત્ર માસ ચાલતો હતો. આભમાં વાદળાંનું ધાબું પણ નથી. રાત પડતાં નક્ષત્રો નિર્મળ તેજે ચળકે છે. આભને આઘે આઘેને ખૂણે પણ વરસાદના વાવડ નથી. કલ્યાણમલજી જોશીનો વિદ્યા ઉપર મીઠું મીઠું હસ્યા.

"મહારાજ !" જોશીએ જમદૂતની મક્કમ વાણીમાં કહ્યું "આ આંકડાની ગણતરી છે, વિધાતાના લેખ જેવી. ઓગણત્રીસમે દિવસે જતન રાખજો."

"અને ગણતરી ખોટી પડે તો ?"

"તો જનોઇને બાળીને પી જાઉં."

"એમ નહિ મા'રાજ. જુવો, તમારૂં ભાખ્યું જૂઠું પડે, તો જન્મકેદ દઈશ. અને સાચું પડે તો ઇડર રાજ્યનું એક ગામ આપીશ. લાવો ત્રાંબાનું પતરૂં."

ત્રાંબાનું પતરૂં મગાવી કલ્યાણમલે એક ગામનો પટો કરી કારભારીને સોંપ્યો. આજ્ઞા દીધી કે "ઓગણત્રીસમો દિવસ ઉતરીને ત્રીસમો દિવસ ઉગે, અને જો વિજળી પડી હોય, તો આ બ્રાહ્મણને લેખ સુપ્રત કરજો."

બ્રાહ્મણને નજરકેદ રાખવામાં આવ્યો. અને ઓગણત્રીસ દિવસની અવધિ ઓરી ઓરી આવવા લાગી. થાતાં થાતાં બાવીસ દિવસ ઉગ્યા ને આથમ્યા, ત્યારે રાજના ચતુરસુજાણ માણસોના મનમાં વિચાર ઉગ્યો કે વખત છે ને કદાચ બ્રાહ્મણની વાણી સાચી પડે. માટે કોઈ વિજળીનો પ્રહાર ઝીલીને જતન કરે તેવી જગ્યાએ ઓથ લેવો ભલો.

બ્રાહ્મણે કહ્યું કે "બરાબર છે. હું નથી કહેતો કે રાજાનું

મોત છે; હું તો કહું છું કે મહારાજને માથે વિજળીની ઘાત છે. કોઇ સારો ઓથ લઇને તમે એ ઘાતને મોળી પાડી શકશો,"

"ઓથ લેવાય એવું તો આપણા જોધપરીઆ ડુંગરાનું ભોંયરૂં છે" એમ જાણકારોએ જાણ દીધી. જોધપરીઆના ભોંય રામાં છેલ્લું અઠવાડીયું વીતાડવાનુ નક્કી થયું. ભોંયરામાં સાફસુફી થઇ અને સરંજામ પહોંચ્યો.

વાદળની સાથે વાતો કરતો, જુગજુગોથી વીજ વરસાદના ને તોફાનના ઘા ઝીલતો, કાળો ઘોર જોધપરીઓ કાળનાં હૈયામાં-ખટકતી ખીલી સરીખો, ઇડરની ધરતી ઉપર પડછાયા નાખતો અને ગરૂડ પંખીઓને આશરો દેતો ઉભો છે. એનાં ભૈરવી તુંડને માથે કાળનો એક પણ ઘા ફુટયો નથી. એવો કોઇ વ્રતધારી જોદ્ધો જાણે કવચ પહેરીને આઠે પહોરની આલબેલ દેતો પંહેરો ભરે છે. જટાધારી જોગંધર જાણે આસન વાળી અલખની સમા-ધિમાં બિરાજે છે.

એવા અટંકી ડુંગરાની પલોંઠી નીચે મોટી દરબાર—કચેરી માય તેવડું પોલાણ પથરાયલું છે. એ પોલાણની અંદર બાવી-સમા દિવસની સંધ્યાને સમયે રાવ કલ્યાણમલજીએ પોતાની થાળીમાંથી કોળીયો લેનારા તેવતેવડા ને બુઝર્ગ મળી પાંચસો સંગાથીઓની સાથે રહેઠાણ આદર્યું. રોજ રાતે ગાણાં બાજણાંનો રંગ રાગ રેલાય છે. અને સામે મોતના સાદ પડે છે તે જાણે કે આનંદના અવાજમાં ડુબી જાય છે.

સાત દિવસમાંથી એક દિવસ વીત્યો. બીજો દિવસ ઉગીને આથમ્યો, ત્રીજા દિવસની ઝડ લાગી, તેમ તેમ તો રાવ કલ્યાણ-મલજીની નજર ખેંચાતી જાય છે કે જે પાંચસો સાથીડા સોનાની મુઠે તલવાર લઇને પોતાની ચોગમ વીરાસને ઝુકતા હતા, તેમાંથી રોજરોજ થોડેથોડે સરકી સરકીને ઘર ભેળા થવા લાગ્યા છે. કાળના મોઢામાં ઓરવા માટે રાખી મૂકેલા, તે જોદ્ધાઓ આમ ઓછા થાય છે તેથી રાવને તો કંઇ યે વ્હેમ નથી આવતો.

ક્યાંઇક કામે જાતા હશે, કંઈક મારા રક્ષણનો ઉપાય વિચારવા જતા હશે, એવો અર્થ કરીને રાવ મન વાળે છે.

પણ એમ થાતાં જો ઓગણત્રીસમા દિવસનું પ્રભાત પડ્યું, અને આભને આરે કાળના કાફલા નાંગરતા હોય તેવાં વાદળાંની આવ જા મંડાઈ ગઇ. એક પહોર, બે પહોર, અને ત્રીજે પહોરે તો દોવળા ને ચોવળા થર બાંધીને વાદળાંએ આભમાં ગટાટોપ જમાવટ કરી દીધી. કાળનાં ડમરૂ બાજતાં હોય તેવી ધણેણાટી એ ધધુંએલા ગગનમાંથી ઉઠવા લાગી. પ્રલયનાં નગારાં માથે કાળભેરવો વજ્રની દાંડી વડે ઘોંસા દેવા મંડ્યા. કોઇ મંત્ર જાણનારે જાણે મંત્ર છાંટીને મોતની સેનાને જગાડી મૂકી છે.

કલ્યાણમલજીના હાથમાં હોકાની નળી રહી ગઇ છે. અને એને વીંટીને હવે એક જ સો સાથીડા બેઠા છે. એમાંથી તો એક પણ ઓછો થવાની બ્હીક નથી. પણ જેમ જેમ તોફાનનાં મંડાણ જામતાં ગયાં અને આભના ગંડડાટથી જોધપરીઓ ડુંગર ગુંજવા લાગ્યો, તેમ તેમ કલ્યાણમલે દીઠું કે પોતાની હજૂરમાંથી એક પછી એક સાથી નોખનોખાં બ્હાનાં બતાવી લપાતો લપાતો સરતો જાય છે. એમ થાતાં થાતાં બપોર ટાણું થયું ત્યાં તો પાંચસોમાંથી ચારસો ને પંચાણું ફટકીયાં મોતી વીણાઇ વીણાઇને બહાર નીકળી પડ્યાં, અને બાકી રહ્યા પાંચ એંશી એંશી વરસના બુઢ્ઢાઓ. એ પાંચ ડોસા કઠણ છાતી કરીને રહ્યા તો ખરા, પણ રાવ કલ્યાણમલથી આઘેરા જઇને ભોંયરાના છેટા ખુણામાં લપાતા બેઠા. પોતાના અન્નદાતાની પાસે બેસવાથી તો એને પણ વિજળી વાગવાની બ્હીક હતી!

“ દુનિયા! વાહ દુનિયા! વાહ દુનિયા! ” એવા ત્રણ ધગધગતા નિઃશ્વાસ રાવના હૈયામાંથી નીકળી પડ્યા. મરક! મરક! મરક! મુખ મલકાવીને રાજા પોતાના ઓલવાતા હોકામાંથી જોર કરી કરી ધુંટો તાણવા લાગ્યા. બીજી બાજુ ગગનની પ્રલયકારી અસુર-સેનામાં વિજળીનો વધારો થયો.

ઘડી આભનાં અંતર ભેદતી ને ઘડી ધરતીને માથે ગડથોલાં ખાતી વિજળીએ મહાઘોર નાટારંભ માંડયો. કડડડ! કડડડ! ત્રણ ત્રણ કટકા થઇને ડુંગરાને હલમલાવવા લાગી. પીળા, લાલ અને આસમાની રંગે ડુંગરો રંગાવા લાગ્યો. હમણાં ડુંગરનાં શિખર ખડેડીને ભુક્કો બની જશે એવી ઘડીઓ ગણાતી થઇ. ઈડર શહેરને ગઢે, કોટે, કાંગરે, ઝાડવે ને ઝરૂખે, હજારો માનવી ચડી ચડીને જોધપરીઆ ડુંગરા માથે મોતની આતશબાજી મંડાણી હતી તે નિરખી રહ્યા. ઘડીક ઝળળળ અજવાસ: ઘડીક ઘોર અંધારૂં: કડેડાટ: ગડેડાટ: અને પવનના સુસવાટા: હમણાં ડુંગર તૂટશે: એ તૂટયો: એવા ફફડાટ: મહેલમાં માળાઓ લઇને હર! હર! હર! હર! કરતી બેસી ગયેલી રાણીઓ: અને હૈયે હૈયું દળાય તેવી મેદની: એની વચ્ચે કલ્યાણમલ હોકાની ઘુંટો તાણતા, મ્હોમાં આંગળી નાખીને અચલ બેઠા છે.

એવે સમયે ઇડરના સીમાડા માથે એક સાંઢીયો પોતાની પીઠ ઉપર બે બોકાનીદાર પડછંદ અસવારોને ઉપાડીને ચાલ્યો આવે છે: જમીન ઉપર લા બળતી હોય તેવા છબ્યા ન છબ્યા પગ માંડતો, ડીલને નીંડાળીને પંદર પંદર હાથ માથે ઝાંકો કરતો, પોતાની ડોકને છેક અસવારના ખોળામાં નાખી દેતો, કટકા કરી નાખો તો પણ કણકે નહિ એવો, અને પા ગાઉ માથેથી પણ માનવીનાં પગલાં કળીને બેતરવા જેટલે આઘે તરી જનારો, બારવટાંની રીતને જાણનારો અસલ થરનો ઉંટ પંથ કાપતો આવે છે.

માથે બેઠેલ બન્ને અસવારો દૂધમલીયા જુવાનો જ છે. એમાંના એકનું નામ કલ્યાણસંગ, ને બીજાનું નામ ઉમેદસંગ છે. બેયની કમ્મરે તરવારો લટકે છે અને બેયના ખોળામાં અક્કેક લાંબી નાળીવાળી બંદૂક છે.

"ઉમેદા!" મોટા અસવારે યાદ દીધું.

" બોલો ભાઈ ! "

" ઉમેદા, જોજે હો, થડકારો થાય નહિ. આજ નાનકડી લુંટમાં કે કોઈ બિચારા નવાણીયાને કૂટવામાં નથી રોકાવું. બહુ બહુ વાર બાપડા નિર્દોષોનાં માથાં ઉતાર્યાં છે. આજ તો ઇડર રાજના મૂછનો વાળ હોય તેવાને જ પુંકી દેવો છે હો ! ભલે પછી ત્યાં કટકા થઇ જઇએ."

"મોટા ભાઇ ! મુંઝાઓ મા. આ વખત છેલ્લી વારના જુવાર કરીને જ નીકળ્યો છું. અને હવે અબળખા નથી રહી. ગળોગળ આવી ગયા છીએ. આજ તો એને મારીને એના રૂધિરમાં આપણી દાઢી-મૂછોના કાતર્યા ભીંજવવા છે. "

"ટીંટોઇની જાગીરનું એક છોકરૂં પણ જીવતું રહે ત્યાં સુધી ઇડરનો ધણી નીંદર ન કરી શકે, એવી રીતે આજ મરી જાણવું છે હો ભાઇ ? "

"બહુ સારૂં ભાઇ. અહાહાહા ! પણ આ શો મામલો ? ગઢનો કાંગરે કાંગરો ને ઝાડની ડાળીએ ડાળી આજ સજીવન કાં ? આ કાળી રાતે કયાંય નહિ ને જોધપરીઆ ડુંગરા માથે વિજળી કાં ગડથોલાં ખાય ? "

"બીરે પણ સીમાડે કયાંય એંધાણ નહિ ને શહેરમાં આ મેઘાડમ્બર ને વાવાઝોડું કયાંથી ! "

બન્ને જણા અજાયબીમાં ગરકાવ થઇ ગયા. ગગનમાં કડાકા થાય છે તેમ બન્નેની વજ્ર શી છાતી પણ થડક ! થડક ! થઈ વાદળના વાજીંત્રની સાથે તાલ દેવા લાગી ગઇ. અજવાસના ઝબકારામાં બન્નેની આંખો અંજાઈ જવા લાગી. થોડીવારમાં તો સાંઢીયો ઇડરના દરવાજા પાસે આવીને ઉભો રહ્યો. અને આગલા અસવારે દરવાનને હાકલ દીધી કે " આ બધું શું છે આજ ? "

ઉઘાડી તલવારે ટેલતા પહેરગીરે ટુંકો ટચ ઉત્તર દીધો કે " રાવ સાહેબને માથે આજ વિજળી પડવાની છે."

" કોણે કહ્યું ? "

"અમરેલી ગામના જોષીએ."

"ક્યાં છે રાવ ? "

" જોધપરીઆના ભોંયરામાં."

"-કોણ કોણ છે સાથે ? "

" હતા તો પાંચસો. પણ અટાણે પાંચ રહ્યા છે. તે પણ આઘેરા જઇને બેઠા છે. "

"ઉમેદા ! જામગ્રી સળગાવ ! " કહીને કલ્યાણમલે દોરી ડોંચી ઉંટને વાળ્યો. જોધપરીઆ માથે ઉંટ વ્હેતો મેલ્યો. કોટને કાંગરેથી માનવી જોઈ રહ્યાં કે સાંઢીયાના અસવારો જોધપરીએ મરવા માટે જાય છે. વિજળીના અજવાસમાં ઉંટ અનેક રંગે રંગાતો આવે છે. ગડેડાટ કરીને ખાઇ જવા તત્પર થયેલા આભ સામે છાતી કાઢીને મરણીયો ઉંટ ફાળ ભરતો ચાલ્યો જાય છે.

અસવારોએ ડુંગરાની તળેટીમાં ઉંટ ઓકાર્યો. ઉંટ ઝૂક્યા ન ઝુક્યો ત્યાં તો બન્ને અસવાર સપાટામાં ઠેકડા મારીને ઉતર્યા. ભોંયરાને બારણે દાખલ થયા. કલ્યાણમલે પોતાની બંદુકની જામગ્રી ચેતાવી.

" ઉમેદા ! જોજે હો, તું ઘા કરતો નહિ. હું હિસાબ ચૂકાવીશ. "

એટલું કહીને કલ્યાણમલ દાખલ થયો. અંદર જઇને જુવે તો, હલમલીને તૂટું ! તુટું થતા ડુંગરની નીચે, જીવતા માણસનું પ્રેત બેઠું હોય તેવા રાવ કલ્યાણમલને બેઠેલ દીઠો.

એકલો ! નિરાધાર ! અને મરવાની અણી ઉપર !

કલ્યાણસંગના અંતરમાં ઉભરો આવ્યો : " આહાહાહા ! મારો ભાઇ; ઇડરનો છત્રપતિ : એકલો ! "

" મોટા ભાઇ ! ભારી લાગ મળ્યો. ફુંકી દઉં છું. જે

મોરલી......" એમ કહીને જ્યાં ઉમેદસંગ બંદૂક ઉગામવા જાય છે, ત્યાં તો કલ્યાણસંગે ઉમેદાનો હાથ ઝાલ્યો : "ઉમેદા ! જામગી ઓલવી નાખ !"

" કોણ તમે ! " બોલતાં જ રાવનો અવાજ ફાટી ગયો.

" અમે, કોણ ? નથી ઓળખતો બાપ ! તેં રાન રાન ને પાન પાન કરી નાખેલ તારા ભાઇ ! ઓળખ્યા કે નહિ ? "

એટલું કહીને બન્ને જણાએ બોકાનાં છોડ્યાં. સુસવતા વાયરામાં બન્નેની વાંકડી મૂછો ફરકી રહી.

" આ કોણ ! કલ્યાણ ! ઉમેદા ! તમે આવાં પહોંચ્યા ? "

" હા બાપ, અટાણે ન આવીએ તો પછી ક્યારે ? " કહીને કલ્યાણસંગે કરડું હાસ્ય કર્યું.

" ભલે આવ્યા કલ્યાણ ઉમેદા ! બ્રાહ્મણની વાણી સાચી પાડવા ભલે આવ્યા. તમારાં મ્યાનમાં પણ વિજળી જ છે ને ! ખેંચો ભાઈ ! "

સાંભળીને બારવટીયાની આંખો પલળતી દેખાઇ. બારવટીયા કાંઇ બોલી ન શક્યા. ત્યાં તો કડડડ ! ડુંગરો કડેડ્યો. અને રાવે કહ્યું,

" કલ્યાણસંગ ! ભાઇ ! તું ભાગી જા. હમણાં વિજળી પડશે. તું જીવતો નીકળ; નીકર ઇડરનો વંશ ઓલવાશે. "

" ભાગી જાવું હોત તો આવત જ શા માટે ? અને તને બહુ વ્હાલા હતા તે તો ભાગી ગયા. એની ભંભેરણીથી તો તેં અમારો રોટલો લુંટ્યો છે. "

કડડડ ! બીજી વાર મોતનો સાદ પડ્યો. અને મોટેરા બારવટીઆએ રાવનો હાથ ઝાલ્યો. " ઉઠ, ભાગી જા. બહાર નીકળી જા."

" અને તું ? " રાવે પૂછ્યું

"હું તારો નામેરી છું. ઉઠ, બ્રાહ્મણની વાણી ભલે સાચી પડે. હું ખાઇ પી ઉતર્યો છું. ઉઠ, તું લાખુંનો પાલણહાર—"

"હું ઉઠીને તને મારી ઘાત ઝીલવા દઉં? રામ રામ......" ત્યાં તો કડડડ! ત્રીજો કડાકો થયો. આભ તૂટી પડયો. ડુંગરો હલમલ્યો. ઉપરથી શિખર ચીરાણું. બાર સુરજ ભેળા ઉગ્યા હોય તેવો ઉજાસ થયો. અને એક પળમાં તો બારવટીઆ કલ્યાણમલે રાવનું બાવડું ઝાલી ઘા કર્યો. રાવ આઘેના ખુણામાં જઇ પડયો, અને ઉપરથી વિજળી પડી. બારવટીઆના એ લંબાવેલા હાથને ખોટો પાડી, પાછી છલંગ મારી, ગુફાના જાણે ચૂરા કરી નાખશે તેવી કીકીઆરી કરતી, તાંડવ રમતી, ગગન-મંડળમાં એ ઇંદ્રિ મહારાજની સળગતી સમશેર પાછી ચાલી ગઇ.

જે હાથે બારવટીયે રાવને ફગાવ્યો, તેજ હાથને લંબાવેલો રાખીને બારવટીયો ૐ હર હર! ૐ હર હર! ૐ હર હર! ના મુખોચ્ચાર કરતો બેઠો રહ્યો. પલકમાં તો તોફાન સંકેલાઈ ગયું. જાણે સ્વપ્નું આવીને ગયું. બ્રાહ્મણના અક્ષર સાચા પડ્યા. 'કલ્યાણ' નામના બે માણસોમાંથી એક ઉપર વિજળી ત્રાટકી, અને બરાબર વખતસર રાજા કલ્યાણમલની ઘાત બારવટીયા કલ્યાણસંગે પોતાના શરીર ઉપર ઝીલી લીધી.

"ભાઇ! મારો ભાઈ!" એમ બોલતો રાવ આવીને બાર-વટીઆના પગમાં પડી ગયો. ગદ્દગદ્દ કંઠે કોઇથી કાંઇ બોલાયું નહિ. *

---

* એ બ્રાહ્મણનાં સંતાનો તામ્રપટ પ્રમાણેની જમીન છઙરમાં ખાતાં હતાં એવું કહેવાય છે. બારવટીયાનું બારવટું પાર પાડી દીટાઈ પરગણું પાછું સોંપ્યું કહેવાય છે.

# દીકરાનો મારનાર



અંબા મોરીયા જી
કે કેસુ ફોરીયા
ચિત્ત ચકોરીયા જી
કે ફાગણ ફોરીયા !

ફોરીયા ફાગણ, પવન ફરહર, મહુ અંબા મોરીયા
ઘણુ રાગ ગાવે ફાગ ઘર ઘર, ઝુટે પઝ્વન ઝોરીયા.
ગુલાલ ઝોળી રંગ હોળી રમત ગોપ રમાવણાં
આખંત રાધા નેહ બાધા મર્જી માધા આવણાં !

દેવળીઆ ગામના ઝાંપામાં ફાગણ વદ એકમની પ્રભાતે ધુળેટી રમાઈ રહી છે. વચ્ચે દરબાર મંદાદરખાનનો આઠ વરસનો કુંવરડો, અને ફોરે મેરે ગામ આખાના હેડી હેડીના જુવાનો છે : આગલે દિવસે હૂતાશણીનું પરબ હતું, એટલે લીલા, પીળા ને કેસરીઆ રંગમાં સહુ ગરકાવ હતા. તમામને અંગે પચરંગી છાંટણાં દીપતાં હતાં. પણ આજ તે પડવે, એટલે ઘેરૈયા માઝા છાંડી ગયા છે. ગાંડાતૂર બનીને ગારો, માટી, છાણ જેવી ગંદી વસ્તુએ એક બીજાને રોળવામાં ગુલ્તાન છે.

ધુળેટીનું તો પરબ જ મૂળ ગાંડું : અને એમાં ય ગામડાની ધુળેટી : કાળો કોપ !

"એલા, ભાઇઓ ! કો'ક ઉજળે લૂગડે મે'માન વયો આવે." એક ઘેરૈયાએ પાદરમાં નજર નાખીને ચસ્કો કર્યો. ત્યાં તો સહુ ઘેરૈયાની મીટ મહેમાન પર મંડાણી.

"એલા ભ, મે'માનને કોઇ છાંટશો મા !" બીજાએ મર્મનું વેણ કાઢ્યું.

"અરે, મે'માનને તે કાંઇ રોળ્યા વગર રહેવાય ? મે'માન ક્યાંથી હાથ આવે ?"

સાચું ! સાચું ! મે'માનને રોળો ! ગોઠય માગો ! રોળો ! એવા રીડીયા ઉઠયા. અને ઘેરૈયાએ મુસાફર સામી દોટ દીધી.

ધોળું બાસ્તા જેવું પાસાબંધી કેડીયું : ત્રણ ત્રણ ડોરણાં વાળી પકતી ચોરણી : ઉપર બગસરાની ગરેડી કોરની પછેડાની ભેટ : અને બગલમાં દબાવેલી એક ફાટલ તુટલ મ્યાનવાળી તરવાર : કેડે કોઇક કાળાંતરની જૂની કટારી : એવો, દાઢી મૂછના ધાટા ને કાળા ઝેબાણ કાતરાવાળો મહેમાન ચાલ્યો આવે છે. વસંત ઋતુમાં વનવગડે આંબાના મોરમાંથી વછૂટતી ફોરમો લેતો લેતો, કેસૂડાંના ફુલની કોરી ચુંદડી જાણે વનરાઇએ ઓઢી લીધી હોય એવા શણગાર જોતો જોતો, છતાં પોતાને તો હુતાશણીનો જરાય હુલ્લાસ નથી એવો એ આદમી જે ઘડીએ ઘેરૈયા લગોલગ આવ્યા તેવો જ ચીસ પાડી ઉઠયો કે

"મને રોળશો મા ! ભલા થઇને મને છાંટશો મા ! તમારે પગે લાગું !"

પરોણે ના પાડી તેમ તો ઘેરૈયાઓને ઉલ્ટી વધુ ચાનક ચડી. બમણા ત્રમણા ચડે ભરાઇને સહુ બોકાસાં પાડવા લાગ્યા કે

"હાં ખબરદાર ! મે'માનને ઓળખાય જ નહિ એવા વહરા ચિતરી મેલો; લાવો મશ ને ગારો."

મમતે ચડેલા જુવાનોને જોઇને મુસાફરના રામ રમી ગયા. જોતજોતામાં તો ધુળ ઉડવા મંડી. ચોગરદમ આભ ધુંધળો કરી મેલ્યો. ઘેરૈયાએ એક સામટી ઝપટ કરી. મહેમાન તો જાળવી જાવ ! જાળવી જાવ ! કરતો પાછો હટવા મંડયો. પણ જુવાનો આંધુ ! આંધુ ! થઇ રહ્યા. એટલે એ ગાંડાતૂર ટોળાને પોતાનાથી છેટું રાખવા મહેમાને પોતાની તરવાર કાખમાં દબાવી હતી તે એમ ને એમ મ્યાન સોતી આડી વીંઝવા માંડી. ઘેરૈયા ચસ્કા કરતા ઉપર પડવા જાય, પોતે બબ્બે કદમ પાછો હટતો જાય, ને રે'વા દ્યો ! રે'વા દ્યો ! કરતો જાય છે. ધુળની ડમરી ઉડે છે, એટલે સામા કોણ છે, અને પોતાની તરવારની શી દશા છે, એ કાંઇ પોતે જોઈ શકતો નથી. એ રીડીયામણ, એ ચસ્કા, એ કાલાવાલા, એ તરવારનાં ઝાવાં, અને એ ધુળની આંધીનો કોઇ અનોખો જ મામલો જામી પડયો છે. એમાં અચાનક ધબ ! દઇને કોઇક પડયું.

"અરે ગઝબ થયો ! કુંવર પડયા ! કુંવરને વાગ્યું ! કુંવર ઝખમાયા !"

એવી બૂમ ઉઠી.

"મહેમાને કુંવરને તરવાર મારી ! પકડજો ! ઝાલજો ! ઝાલજો ! "

એવી બીજી ચીસ પડી.

મુસાફર ચોંકયો. સાંભળતાંની વાર જ એની આંખમાં અંધારાં આવી ગયાં. એ ભાન ભૂલી ગયો. અને ભાગ્યો. ઉભી વાટે સીમાડે હડી કાઢી. શું થયું એ જોવા કે પૂછવાની વેળા ન રહી. પાછું વાળીને નજર નાખવાની પણ હામ નહોતી. પારાધીથી ત્રાસેલું હરણુ જાય એમ ખેપટ ગયો. કાયામાં થરેરાટી વછૂટી ગઇ. પોતાના હાથમાં તરવાર પકડી છે એની શી દશા થઇ છે તે નિરખવાનું પણ એને ભાન નથી. કોઇ ગાંડો માણસ, કોઇ ખુની જાણે દોડયો જાય છે.

આંહી ઝાંપામાં તો કાળો કેર થઇ ગયો છે. મંદોદરખાન દરબારના નવ વરસના કુંવરને બરાબર ગળાની ભૂંગળી ઉપર તરવારનો વાઢ પડયો છે, લોહીનું તો ખાબોચીયું ભરાઇ ગયું અને ઘડી બે ઘડીમાં તો એની નાડ રજા લેશે એવું થઇ ગયું.

પણ આ થયું શું ? ઘેરૈયાથી બચવા માટે, એ બધાને પોતાનાથી છેટા રાખવા માટે મહેમાન જે મ્યાન સોતી તલવાર આડી વીંઝતો હતો, તેનું મ્યાન દૈવ ગતિએ એ ધુળની આંધીમાં કોણ જાણે કયારે નીકળી પડયું, કોઇને ખબર રહી નહિ, અને તરવારની પીછી અકસ્માત કુંવરના જ ગળાની ભૂંગળી પર લબરકો લેતી ગઇ. કુંવર એક તો કુમળી વયનો, અને વળી નસોબદારનું બચ્ચું એટલે તો બગીચાનું ફુલ : તૂર્ત એના પ્રાણ નીકળી ગયા.

પલકમાં તો માણસો ડેલીએ દોડયાં. કાવા કસુંબામાં આખો દાયરો ઘેઘુર છે. દરબાર મંદોદરખાન જાતના સેતા મોલેસલામઃ પણ અસલ તો રાઠોડ રજપૂતની ઓલાદ : એટલે ઉંચા કુળનું લોહી હજુ ય રગોમાં ભર્યું છે. એક જ ગામડીનો ધણી : વાટકીનું શીરામણ કહેવાય : પણ પેટ બહુ મોટું : એટલે ફુલની સુવાસ પામીને જેમ ભમરા વીંટાય તેમ કારીગરો, નટવાઓ, કવિઓ, ગાણાં વાજણાં કરનારાઓ, તમામ મોટી આશાએ આજ વરસ દિવસના ઉજળા પરબ ઉપર દેવળીયાની ડેલીએ સમાતા નથી. ત્યાં પણ સહુ કેસરીઆ રંગમાં તરબોળ છે. રાગ ઝકોળા ચાલે છે. ત્યાં તો રંગમાં ભંગ પડયો રાડ ગઇ કે કુંવરને માર્યો !

"અરે કોણે ?"

"કો'ક મુસાફરે."

"ખોટી વાત. આજ કોનો દિ' ફર્યો છે ?

"અરે બાપુ, મારીને આ જાય ઉભે માર્ગે–ઉઘાડી તરવારે !"

"હાં ! લાવો મારી ઘોડી !"

રૂપીયા બે હજારની રોઝડી ઘોડી : હાથીના કુંભાથળ માથે જાતી ડાબા માંડે તેવી : ભાગતાં હરણની સાથે ભેટાં કરનારી : એને ફક્ત ચોકડાભર મંદોદરખાને રાંગમાં લીધી. સાથળ હેઠે તરવાર દબાવી અને રોઝડીને ડચકારી. જાણે તીર છૂટયું.

ઝમ ! ઝમ ! ઝમ ! આંખના ત્રણ પલકારા ભેળી તો ઘોડી સીમાડે પહોંચી. સમથળ ધરતીમાં સામે જુવે ત્યાં તો આદમીને ભાગતો ભાળ્યો. હાથમાં ઉઘાડી તરવાર, પ્યાલા જેવી ચકચકે છે. સમજી લીધું કે એ જ ખુની. અને દરબારે ઘોડીને ચાંપી.

મહેમાન દોડયો જાય છે, ત્યાં તો ડાબા સંભળાણા. થંભી ગયો. પાછો ફરીને જોતાંની વાર જ જાણી લીધું કે મારો કાળ આવી પહોંચ્યો. હવે હું પાળો તે ભાગીને કેટલોક જઈશ ? આમે ય મરવું તો છે જ. માટે હવે ચીંથરાં શીદ ફાડું ?

ઉભો રહ્યો. બોલીને તો કાળને અટકાવાય એવું રહ્યું નથી. ખુલાસા કરવાનો તો વખત નથી રહ્યો. એટલે સામા ઉભા રહીને આ મુસાફરે પોતાની તરવાર પોતાને જ ગળે માંડી.

અસવાર એ સમસ્યાને સમજી ગયો. જાણ્યું કે કોઈ ત્રાગાળું વર્ણ લાગે છે. અને જો હું આગળ વધીશ તો એ તરવાર ગળામાં પરોવીને મારે સીમાડે લોહી છાંટશે. એમ સમજીને એણે રોઝડીને થંભાવી. આઘેથી હાથનો ઇસારો કરીને પૂછ્યું,

"કોણ છો ?"

"ચારણ."

"શા માટે આવ્યો'તો ?"

"કાળનો બોલાવ્યો. ભેંસ્યું બધી મરી ખુટી, છોરડાં છાશ રાબ વગર રોવે છે, નો'તો આવતો, પણ ચારણ્યે ધકેલ્યો—મંદોદરખાનની વાસના માથે" અવાજ તૂટક તૂટક નીકળે છે.

"કુંવરને તેં માર્યો ?"

"ઈશ્વર જાણે !" ચારણે આભ સામે હાથ કર્યા. "મને ખબર નથી. હું તો એટલું જ જાણું છું—કે મારે ડેલીએ આવવું હતું. ચીથરાં પહેર્યાં હશે તો ભૂંડો દેખાઈશ, એમ માનીને ભેળી એક લૂગડાંની કોરી જોડય હતી તે ગામ બહાર બદલાવી. વેરિયા રોળવા આવ્યા. મેં એમાંથી ઉગરવા મ્યાનમાં બીડેલી તરવાર વીંઝી—મ્યાન ક્યારે નીકળી પડ્યું તેની મને એ ધૂળની આંધીમાં ખબર નથી રહી."

આટલી વાત થાય છે ત્યાં તો પછવાડે ગોકીરા સંભળાણા. કાળી ચીસો પાડતું ગામ આખું હલકીને ચાલ્યું આવે છે. કોઈના હાથમાં તલવારો તો કોઈના હાથમાં સાંબેલાં : ઘો ! ઘો ! ઘો ! એવો દેકારો બોલતો આવે છે.

ભાળતાં જ ચારણે ભેસત ખાધી. અને મંદોદરખાને રોઝ-ડીને માથેથી રાંગ છાંડી. પોતાની તલવાર આઘેરી ફગાવી દીધી. અને પછી સાદ કર્યા,

"ગઢવા, આંહી આવ. આ લે."

"શું ! ! !"

"આ મારી ઘોડી આપું છું. ચડીને ભાગવા માંડ."

"શું બોલો છો ?"

"ગઢવા, વાતું કરવાની વેળા નથી. જોયું ? આ ગામ હલક્યું છે. અને તેં એના રાજકુંવરને મારી નાખ્યો છે. આંબ્યા ભેળા તારી કાયાના રાઈ રાઈ જેવા કટકા જાણજે—"

"અરે પણ ભાઈ—તમે ?"

"હું ! મારી ઓળખાણ અટાણે નહિ. પછી. અટાણે તો ભાગી નીકળ. નીકર તારાં છોકરાં રઝળી પડશે. અને ગામલોકો તામાં ને તામાં મારા રોક્યા રહેશે નહિ."

" પણ બાપ તારૂ નામ— "

" અરે—નામ ખુદાનું " કહીને મંદોદરખાન દોડ્યો. ચારણને બાવડે ઝાલીને રોઝડી પર બેસાર્યો. ચોકડું હાથમાં આપીને વાંસેથી રોઝડીને ડચકારી. " બાપ રોઝડી ! આવજે ! "

પૂછનો ઝુંડો માથે કરતી ઘોડી ગઇ. જોતજોતામાં તો અલોપ !

મંદોદરખાન અડવાણે પગે પાછા ચાલ્યા આવે છે. રાંગમાં રોઝડી નથી, કાખમાં તરવાર નથી. ગામલોકોએ દોડીને પૂછ્યું " કાં બાપુ ? "

"માળો લોંઠકો આદમી ! મને ન જીતવા ન દીધો. ઘોડી ને તરવાર બે ય લઇ ગયો."

" અરે રાખો રે રાખો, બાપુ ! " વસ્તીએ ખીજાઇને વેણ કાઢ્યાં, " ફણીધરને માથેથી મણિ લઇ જાય, તો જ મંદોદરખાનની રાંગમાંથી રોઝડી લેવાય ! ઠાલા મુરખ શું બનાવો છો અમને ? સાત ખોટનો એક દીકરો-એના મારને ઉલટો ભગવ્યો ? "

"હ્યો, હવે જાતી કરો." દરબારે શાંતિથી જવાબ વાળ્યો.

"જાતી શું કરે—એને પાતાળમાંથી પણ ગોતી કાઢશું. "

" ભાઇ ! " મંદોદરખાન બોલ્યા, "તમે તે કાંઇ દિવાના થયા ? એણે શું મારા કુંવરને જાણી બુઝીને માર્યો'તો ? એને ઘેરે એવા કેટલા દીકરા ભૂખે મરે છે, જાણો છો ? કાઉભર્યો એ મારે ઉંબરે આવ્યો, અને દૈવગતિથી દીકરો મર્યો—એ તો ખુદાતાલાની મરજી ! આપણા કિસ્મતમાં નહિ હોય એટલે બડી ગયો. પણ એટલા સારૂં હું આજ ઉજળે દિવસે મારા સીમાડા માથે સામી હત્યા વ્હોરૂં ? હાલો બાપ, બેટાની મૈયત કાઢીએ "

હસતે મુખે બાપે દીકરાને દફનાવ્યો.

# હીપો ખુમાણ



કોરી જગન્નાથી જેવા રંગની બે મની ઘોડીઓ ઉપર ચડેલા બે અસવારો ઠેઠ ચોરા સુધી ચડીને ચાલ્યા આવે છે. એ જોઇને કરીઆણા ગામને ચોરે બેઠેલ આખા કાઠી દાયરાને અચંબાનો પાર રહેતો નથી. જીવા ખાચર જેવા આબરૂદાર ગલઢેરાની આઇનું કારજ ! અને એની કાણ્યે આવનાર કાઠી છેક ચોરા સુધી ઘોડે ચડીને ચાલ્યો આવે ! પાદરમાંથી જ ઉતરી જાઇને માથે પછેડી ઢાંકી લૌકિક કરતા કરતા પગપાળા આવવું જોઇએ, એને બદલે આ બે અસવારો તો રાંગમાં ઘોડીઓને રમાડતા રમાડતા, જાણે વિવાહ વાજને આવતા હોય તેમ ચાલ્યા આવે છે !

“ સૌ દાયરાને રામ રામ છે, બા ” એમ કહીને બેમાંથી બુઢ્ઢા અસવારે પાઘડી સુધી હાથ ઉંચા કરી પાગડું છાંડયું. બીજો અસવાર, કે જેને મોઢે હજુ મૂછનો દોરો ફુટતો આવતો હતો, તેણે પણ પોતાની ઘોડીની રાંગ છોડી, વૃદ્ધના હાથમાંથી પણ મોટી ઘોડી લઇ લીધી. બન્ને ઘોડીઓ, એ જુવાનના બેઉ

હાથમાં હમચી ખુંદવા, હણહણાટી દેવા અને કાનસુરીની દોઢયો ચડાવવા લાગી ગઇ.

" રામ રામ આપા, પધારો માથે. " એમ બોલીને જીવા ખાચર બેઠા થયા, અને વૃદ્ધ અસવારને ખભે લાંબા હાથ કરી આદર દીધો.

" હીપા ! " વૃદ્ધે જુવાન અસવારને સૂચના કરી; "બેય ઘોડી-યુંને સમાયેં બાંધીને તું પાસે ને પાસે રે'જે હો, રેઢી મેલતો નહિ."

" અરે હા હા ! " કહી જીવા ખાચરે પોતાનાં માણસોને હુકમ કર્યો. " જાવ ભાઇ, આપાની બેય ઘોડીયુંને ઠાણમાં બંધાવો: અને ઘોડીયું પંથ કરીને આવે છે, ઘેરે રાતબ દેવાની ટેવ હોય, એટલે ઘી ગળની રાતબ ખવરાવો, આપણી મોટી કોઠીમાંથી ખાવા સારૂં રાખ્યો છે તે લીલો બાજરો કાઢીને જોગાણના પાવરા ચડાવો; ઉનાં પાણી મેલીને બેય ઘોડીયુંના પગ ઝારો; અને જો જો હો ભાઇ, પડખે બીજું કોઇ ટારડું બાંધ્યું ન હોય; નીકર આપાની ઘોડીને ચાંચડ બગાં ચોંટી પડશે !"

આવી રીતે જીવા ખાચરનાં વેણની દોઢય વળતી જાય છે. દાઝમાં ને દાઝમાં એના મર્મપ્રહારોના સપાટા લાગી રહ્યા છે. અને આખા દાયરાનાં મ્હોં ઉપર ઠાવકું સ્મિત ફરકે છે. પણ આ વૃદ્ધ મહેમાન, કે જેનું નામ રાવત ખુમાણ હતું, એ પોતાના યજમાનના મર્મવાક્યોને સમજી શક્યો નહિ. એણે તો અરખરો કર્યો કે

" આઇને તો સુવાણ થઇ નહિ. આપા જીવા ! "

" લેણાદેવીની વાત છે, આપા રાવત !

" પાંચ વરસ બેઠાં હોત તો તમારે ઓથ હતી. "

" હાજ તો ભાઇ. સો વરસે દુકાળ પડે તો ય વસમો તો લાગે જ છે ને બા ! "

રાતે સહુએ વાળુ પાણી કર્યાં. કારજે આવનાર કાઠીઓએ પાવલી પાવલી આપીને 'વહેવાર' કર્યો. અને બીજે દિવસ સવારે તો કસુંબા પાણી લઇને મહેમાનો વિખરાઇ ગયા. રાવત ખુમાણ અને એનો દીકરો હીપો ખુમાણ પણ પોતાની ઘોડીઓની પીઠ પર શોભતા નાના રાજકોટને માર્ગે ચાલી નીકળ્યા. પણ ગામની બજારે થઇને જ્યારે એ બે ય ઘોડીઓ ડાબા નાખતી નાખતી રેવાળ ચાલે ચાલી ગઇ, ત્યારે માણસો મ્હોંમાં આંગળી નાખીને વાતો કરવા લાગ્યાં કે

" ભાઇ, ઘોડાંને મરત લોકનાં વિમાન કહ્યાં છે, તે આનું નામ. "

" બાપ, ઇ તો જેના ધણીએ આંગળીયું કરડાવીને ઉઝેર્યાં હોય, ને અંજળીમાં પાણી પાયાં હોય એનાં ઘોડાં એવાં નીવડે."

સાંભળી સાંભળીને જીવા ખાચરના કોઠામાં ઉની ઝાળ ઉપડી.

(૨)

" એલા સાલેભાઇ ! " પોતાને ઘેરે જતનો એક છોકરો ઉછેરીને મોટો કરેલો, તેને જીવા ખાચરે બોલાવ્યો.

" શું કહ્યું બાપુ ? " સાલેભાઇ આવીને ઉભો રહ્યો.

" એલા તારૂં તો નામ જ 'સાલે' ને ! મલક બધાનો સાળો કે ? "

" એમ શા સારૂ બોલવું પડે છે બાપુ ? "

" ત્યારે બીજું શું ? "

" પણ કાંઇ વાંક ગુન્હો ખોળે નાખશો કે ? "

" શું નાખે, કપાળ ? ઓલ્યા રાજકોટના બે કાઠી અસવારો મારૂં નાક વાઢી ગયા ! મારી મરેલી માની પણ મરજાદ ન કરી ! એવડી બધી ફાટય ! બસ ફક્ત એને ઘેરે જ ઘોડાં

બંધાય છે ? અને ઇ ઘોડીયું હોય ત્યારે જ કાઠીને એટલી ફાટય આવે ને ?"

"તે બાપુ, એના ઠાણમાં ઘોડીયું સમાતી નહિ હોય."

"તો પછી ઠાલી સાંકડ શા સાટુ ભોગવવા દેવી ?"

"ભલે. આજથી બે મહિને કાઢી આવું."

કરવતે કપાય એવું જાડું–ગરેડી જેવું તો જેનું કાંધ છે, અને જેની એક જ થપાટે માણસનું માથું ખડી જાય, એવો સાલેભાઇ, કોઇ પરદેશીને વેશે નાના રાજકોટ ગામમાં રાવત ખુમાણની ડેલીએ આવ્યો. પોતે રઝળી પડયો છે, પેટવડીએ પણ રહેવા રાજી છે, એવું એવું કહીને રાવત ખુમાણની ડેલીએ ચાકર રહ્યો. કામ કરી કરીને આખા ગઢમાં એ એવો તો વહાલો થઇ પડયો છે કે એની છુપી મતલબનો કોઇને પણ વ્હેમ રહ્યો નથી. એમ કરતાં કરતાં બે મહિના વીતવા આવ્યા. જીવા ખાચરે આપેલી અવધિ પૂરી થવા આવી.

એક દિવસ પ્રભાતનો પહોર છે. હીપો ખુમાણ વાડીએ ગયો છે. બુઢ્ઢો રાવત ખુમાણ ઓરડામાં બેઠો બેઠો હોકો પીવે છે. આઇ છાશ ફેરવવામાં રોકાણાં છે. આસપાસ કોઇ પંખીડું યે ફરકતું નથી. તે લાગ જોઇને સાલેભાઇએ ઠાણમાં જઇ બે ઘોડીઓમાંથી જે મા હતી, તેને છોડી. છલંગ મારીને ઘોડીને રાંગમાં લીધી અને ડેલી બહાર હાંકી.

બાપ બેટાને પણ ચડવા ન આપે એવી પોતાના ધણીની માનીતી મની ઉપર જેમ આઇએ સાલેભાઇને અસવાર થયેલો જોયો, તેમ તો આઇ હાથમાંથી રવાઇનાં નેતરાં મેલી દઇને ઓસરીએ દોડયાં આવ્યાં અને હાકોટો કર્યો,

"એલા ઇ ઘોડીએ કેમ ચડયો ? અને કયાં લઇ જાછ ?"

"આઇ, હીપાભાઇએ વાડીએ મગાવી છે, પોતાને આંહી ઘર દીમના ચડી આવવા સારૂ."

ઘોડીની વાત સાંભળતાં જ ડોસો રાવત ખુમાણ હડી કાઢીને બહાર નીકળ્યા. ચસ્કો કર્યો કે "એલા તેં કોઇને પૂછીને ઘોડી છોડી છે ? ઉતર હેઠો, હીપોભાઇ ઇ ઘોડીએ કદી ચડે નહિ."

"એ...આપા, હેઠો ઉતારવા તો હવે કરીયાણે આવજો !" એટલું બોલીને સાલેભાઇએ ઘોડીને ડચકારી. ડોસો પાછળ દોડયો, ગામનાં લોકોએ રીડીઆ કર્યા. પણ મની ઘોડીને કોઇ આંબે એમ નહોતું. ભોંઠા પડીને સહુ ઉભા રહ્યા અને સાલેભાઇ મનીને જાણે કે આકાશને માર્ગે ઉડાડતો ઉપાડી ગયો.

"હવે ?" આઇએ હોઠે આંગળી માંડીને ઉચ્ચાર્યું "ઇ ઘોડીના ચોરની વાંસે કોણ જાય ? દાંતુંમાં દઇને શું જાતો રીયો ?"

"બીજું ઘોડું એને આંબે એમ નથી. વછેરી જ આંબે. બોલાવો હીપાને ઝટ. હીપા વિના બીજો કોણ ચડે એમ છે ?" બાપે હીપા ખુમાણને બોલાવવા વાડીએ માણસ દોડાવ્યું. હીપો દોડતો દોડતો શ્વાસભર્યો ગઢમાં આવ્યો. મની ઘોડીની ભેળા જાણે કે હીપાના પ્રાણ પણ જાતા રહ્યા હતા !

"કઇ દશ્યે ગયો ?" હીપે પૂછયું.

"બાપ, કરીઆણે. બીજે કયાં ? તે દિ' ગામતરૂં કર્યું'તું ને, તે જીવા ખાચરને ઘોડીયું ગમી ગઇ હશે ?"

"ઠીક, હું જાઉં છું." કહેતો હીપો વછેરી છોડવા ચાલ્યો.

"માડી હીપા !" આઇએ સાદ કર્યો, "બટકું છાશ પીને પછી જ ચડજે ને બાપ ! કોણ જાણે કયાં રોટલા ભેળો થાઇશ !"

માએ ખાવાનું કહ્યું, એટલે પછી તો જમવા બેઠા વગર ગામતરૂં જ ન થાય, એવા વ્હેમથી હીપો ખુમાણ ખાવા બેઠો. ઉનો ઉનો બાજરાનો રોટલો, પળી એક ઘી, દૂધ દહીંની ભરેલી તાંસળીઓ અને અને સાકરનો ભુકો થાળીમાં પીરસીને હીપાની વહુ લઇ આવ્યાં. બાજઠ ઉપર થાળ મૂકીને એ ધુમટાવાળી કાઠીઆણી તો એક બાજુએ બારણાના ટોડલાને ટેકે ઉભી

રહી. અને પોતાના સાત ખોટયના એક જ દીકરાની સામે બેસીને આઇ થાળી પરથી માખીઓ ઉડાડવા લાગ્યાં.

રોટલામાં ઘીની ધાર દેવાણી. ધીંગો રોટલો ઘી પી રહ્યો છે: હીપો દૂધની તાંસળીમાં મૂઠી ભરીને સાકર નાખે છે: સામે મા બેઠી છે: ને પાછળ કાઠીઆણી વહુ ઘુમટો તાણીને પોતાના આછા કસુંબલ મલીરમાંથી ત્રાંસી નજરે એ કમળ જેવી આંખો ખેંચીને પોતાના નાથને નિરખી રહી છે: હજુ બે જ દિવસ થયાં એ વહુ બાપને ઘેરથી આણું વળીને, ફુલેલ તેલના કુંપા, હીંગળાની ડાબલીઓ, ડબરો ભરીને સુખડું અને સ્વામીને વાહર ઢોળવાના આભલે જડયા, મોતીભર્યા, રેશમી વીંઝણા લેતી આવી છે: હજુ તો ગઇ કાલે જ કરીઆવર પાથરેલો તે જોવા ગામ હલકયું હતું, ને તેવતેવડી સહીયરોએ એની ભરત ભરેલી ચોપાટ ભાળીને ધરાઇ ધરાઇ હાંસી કરી હતી: ને ગામમાં વાતો થતી હતી કે આવો સુગંધી સોંધો નથા આવું આંખ–ઉજાળતું કાજળ તો કે' દિ'એ ગામમાં આવ્યું નથી જાણ્યું !

એવી કોડભરી કાઠીઆણી, કંકુની લોળ જેવી, એક હાથે આંગળીઓની વચ્ચે ઘુમટાની કોરને રમાડતી ને બીજે હાથે બારણાનો ટોડલો ઝાલી કોણી સુધીની પોતાની શરણાઇ જેવી હાથની કળા બતાવતી, ફુલના હાર ઉપર ભમરા બેઠા હોય તેવાં છુંદણાંથી શોભતી ઉભી છે. અને બીજી બાજુ જ્યાં હીપો રોટલાનું બટકું ભાંગવા જાય છે, ત્યાં વાહર ઢોળતાં આઇ બોલ્યાં,

" હેં માડી ! અટાણે હવે નો જા તો ? છેટું બહુ ઝાઝું પડી ગયું છે, ને કેની કોર ઇ કાળમુખો હાલ્યો, તેની કાંઇ થોડી ખબર છે ? "

" ત્યારે શું કરવું માડી ? " હીપો નીચું માથું રાખીને બોલ્યો.

" આપણે વાવડ કઢાવીએ. ઇ બાપડો માકડ તે જઇ જઇને કયાં સંતાશે ? વાવડ મળ્યા પછી પાતાળમાં હશે તો ય

બોળી કાઢશું. અને આમ ને આમ જાવાથી એક તો ઘોડીને પેટપીડ ઉપડશે અને વળી ઇ પીટયો રાખહ તુંને એકલાને પોગવા ય કેમ દેશે ? ”

“ ફુઇ ! ” ઘુમટામાંથી કાઠીઆણીનો અવાજ આવ્યો.

“ કેમ દીકરા ? ”

“ તો તો પછી ફુઇ, હવે ગલઢેરા વછેરી ઉપર બેસીને ગામતરૂં કરી રીયા ! ”

સાંભળતાં જ હીપો ચોંકયો. બટકું હાથમાં જ થંભી રહ્યું. અને રાતીચોળ મુખમુદ્રા કરીને આઇએ પૂછ્યું,

“ શું છે તે ? ”

“ બીજું શું હોય ? વછેરીએ ચડીને ગલઢેરા ગામતરાં કરશે, એટલે ગામેગામને ચોરેથી કાઠી દાયરો મહર કરશે ! ”

“ શું મહર કરશે ? ”

“ આંગળી ચીંધાડીને કે'શે કે ‘આની માને ચોર લઇ ગયા.’ અને ગલઢેરા કજીઓ કરવા ઉઠશે તો કહેશે કે ‘અમે તો આ વછેરીની માની વાત કરતા હતા.’ એમ નામ દેશે વછેરીની માનું, અને ગાળ પડશે તમને ! માટે જો એવી ગાળ્યું ખાવી હોય તો ભલે હમણે ઘોડીને ગોતવા ગલઢેરા નો જાય ! ”

રામ ! કહીને હીપાએ હાથમાંથી પહેલું જ બટકું પડતું મૂકયું. હાથ ધોઇને એણે માતાને કહ્યું કે

“માડી ! હવે કાંઇ બોલો તો મારૂં લોહી; હું હવે ખાવા નહિ રોકાઉં. તમારી ભત્રીજીની વાત સાચી છે.”

યુવાન કાઠીઆણી ટોડલો ઝાલીને અને લાંબા છટાદાર ઘૂમટા આડે એવું ને એવું ગરવું મ્હોં રાખી, હેમની ખંભ શી ઉભી રહી. સાસુજીની બેય ભ્રૂકુટી ખેંચાઇને ભેળી થઇ ગઇ. અને અન્નદેવતા સામે હાથની અંજલિ જોડી અઢાર વરસનો દીકરો

ઊભો થઇ ગયો. એણે વછેરીને છોડી, ફક્ત ચોકડાભર રાંગ વાળી. સાથળ નીચે એક તરવાર દબાવી ને ખોળામાં એક કામળો લીધો. અને ખરે મધ્યાન્હે એણે કરીઆણાને માર્ગે વછેરીને ખેલવી.

સંધ્યાની રૂંઝો વળી તે વખતે હીપો કરીઆણાના ઝાંપામાં દાખલ થયો. ચોરે જાય ત્યાં જીવા ખાચર પચીસેક કાઠીઓની વચ્ચે વીંટાઇને બેઠા છે. ઘોડીએથી ઉતરીને હીપાએ દરબારને રામરામ કર્યા.

" આવો જુવાન ! કેવા છો ? "

" કાઠી છું. "

" ઠીક, બેસો કાઠીભાઇ, બેસો. "

પોતાની ઘોડીની સરક હાથમાં ઝાલીને હીપો ચોરાની કોરે થાંભલીને ટેકો દઇ બેસી ગયો. જીવા ખાચરે પ્રથમ દાઢ ભીંસીને પ્રશ્ન પૂછ્યો તે પૂછ્યો. તે પછી મિજબાનની સામે પણ ન જોયું. હોકો પીવાતો પીવાતો એક પછી એક માણસના હાથમાં કુંડાળે ફરવા લાગ્યો. ફક્ત હીપાનો જ વારો આવ્યો નહિ. ઝંખવાણો પડી ગયેલ જુવાનડો પોતાની પાંપણો વડે ધરતી ખણતો ખણતો ચુપચાપ બેઠો રહ્યો.

રાતે વાળુ ટાણું થયું. ચાકરે આવીને કહ્યું કે "બાપુ, થાળી પીરસાણી છે. "

"ઉઠો કાઠીભાઇ વાળુ કરવા." કહીને જીવો ખાચર પોતાની પચાસ માણસોની પંગત લઇને ઉઠયા. વાંસે વાંસે હીપો ખુમાણ પણ પોતાની ઘોડી દોરીને ઓરડાની ઓસરીએ જમવા ગયો.

ચાકર દૂધની ત્રાંબડી લઇને પંગતમાં પીરસી રહ્યો છે. પીરસતાં પીરસતાં હીપાની થાળી પાસે પહોંચે છે. તે વખતે જીવો ખાચર છેટે બેઠો બેઠો બોલ્યો,

"એલા, ઇ કાઠીભાઇને દૂધ સમાયે પીરસજે હો કે ! એના મોઢામાં હજી દૂધ ફોરે છે!"

એટલું બોલીને પંગતના તમામ ભાઇબંધોની સામે જીવા ખાચરે આંખનો મીચકારો માર્યો. તમામના હોઠ મરક! મરક! હસી પડયા.

હીપો આ મર્મ–વાકયનો માયલો ભેદ સમજી ગયો. "દરબાર જીવો ખાચર મને એમ કહે છે કે હજુ તો તું નાનો છે. માતાનું સ્તનપાન છોડયાં તને હજુ ઝાઝી અવસ્થા નથી થઇ. એટલે તું પાછો ફરી જા, નહિ તો તું બાળક છે તેથી માર્યો જઇશ!"

"હાય જીતવા! એક તો ચોરી ને એની ઉપર આ શિર-જોરી! દાઝયાને માથે ડામ! પણ શું કરું? અટાણે મારો સમો નથી."

ખાવું તો ઝેર થઇ પડયું હતું. અન્નના બે ત્રણ કોળીઆ તો મહા મહેનતે ગળે ઉતાર્યા. શે સુખે અનાજ ભાવે! ઘોડીનો પતો એ દરબારગઢમાં તો કયાંયે ન લાગ્યો. પંગત ઉઠી એટલે પોતે પણ ઘોડીએ ચડીને જીવા ખાચરની રજા લીધી.

પણ જાવું કયાં? પૂછવું કોને? એવી મુંઝવણમાં ગરક બનીને એ તો ચાલ્યો જાય છે. ગામ બહાર નીકળ્યો. ત્યાં પાદરમાં દેખાયો કે તૂર્ત જ ઢેઢવાડામાંથી એક બાઇ બોલી,

"આ અસવાર તો નવી નવાઇનો લાગે છે! બપોર દિ'નો ઘોડીએ ચડીને આંટા જ ખાધા કરે છે. આ સોત થઇને ચોથી વાર નીકળ્યો!"

સૌ ઢેઢોએ ખડ ખડ દાંત કાઢયા. હીપાને કાને પણ આ શબ્દો પડયા. લગામ તાણીને હીપો થંભ્યો. ઘોડીને વાળીને ઢેઢ-વાડામાં ગયો. જઇને પૂછ્યું "ભાઇ, તમે હમણાં શી વાત કરતા હતા?"

"કાંઇ નહિ બાપુ, તમે તમારે ચાલ્યા જાવ. આ અમારે એક બાઇ જરા બટકબોલી છે, તે બોલ્યા વિના ન રહી શકી."

"પણ તમે મને ચાર વાર આવતો દીઠો ખરો?"

"અમને બાપુ, તમારું મ્હોં તો યાદ નથી. પણ ઘોડી તો આવી ધોળા વાનની જ હતી."

"હું બપોરે બહાર નીકળીને કયે માર્ગે ગયો હતો?"

"આમ કાળુભાર દીમના!"

"ઠીક, હશે."

એટલું બોલીને હીપાએ ઘોડી હાંકી. એ સમજ્યો કે ઘોડી લઇ આવીને આંહીથી પાછો સાલેભાઇ ઉપડી ગયો છે. ધીરી બાપા! ધીરી બાપા! કરતી એણે વછેરીને વ્હેતી મેલી. બરાબર ચંદ્રમા આકાશે ચડી ગયો તે વખતે લીંબાળા ગામના માર્ગે એક ચારણનો નેસ પડેલ ત્યાં એ પહોંચ્યો.

જમીન ઉપર પચાસેક નાગપદ્મણી જેવી ભેંસો, ડુંગરાનાં ટુંક તોડી નાખે તેવી, સાવઝને તગડી મેલે એવી, કુંઢી ને નવ–ચંદરી દાણો દાણો થઇને ચરી રહી છે. બટક! બટક! ખડની કોળીઓ કરડી રહી છે. અને એક પરજીઓ ચારણ લાકડીનો ટેકો દઇને મોટા છત્રપતિ જેવી છટાથી ઉભો છે. એના હાથમાં ત્રીજે કણ્ય કરેલો હોકો છે. કાળી ભમ્મર દાઢી વાળો અને ચળકતી મોટી આંખો વાળો આ નેસવાસી ચારણ નવખંડ ધરતીનું રાજ ચલાવીને પછી વિસામો ખાતો હોય તેમ હુંઘો પીયે છે. નજીકના નેસમાંથી પાવા વગડતા હતા તેનો સૂર સીમ આખીમાં પથરાયો છે. ચંદ્રમાની ચાંદની અને પાવાના સંગીત વચ્ચે હ્હેકાર બંધાઇ ગયેલ, તેમાં ત્રીજો ઉમેરો એકતારા ઉપર વાગતા ભજનનો થાતો હતો. ગોળા જેવડા તુંબડાવાળા તંબૂર પર કોઇ પરજીઆનો ઘેરો રવ ટપકતો હતો કે

" એક વાર આવો રે હરિ મારે નેસડે હો જી
" એ નાં'વો તમને નંદબાવની આણ
" એ નાં'વો તમને ગોરાંપીરાંની આણ—એક૦

“ દૂધલડે પખાળું રે હરિ તમારાં પાહુલાં હો જી
“ એ [illegible]નાં અમને ચરણામૃતનાં નીમ—એક૦

“ ભોજનીયાં જમાડું રે હરિ તમને લાપસી હો જી
“ એ તેમાં પિરસું ખોબલે ખોબલે ખાંડ—એક૦

“ મુખવાસ આલું રે હરિ તમને એળચી હો જી
“ એ બીજાં આલું પાનનાં બીડલાં પચાસ—એક૦

આખા દિવસના લોથપોથ થએલા હીપાની નસો તૂટતી હતી. મનમાં કરીઆણાની ડેલીએ મળેલી હીણપ ખટકતી હતી. વળી હજુ કેટલા ડુંગરા વીંધવાના હશે તેની જાણ નહોતી. એટલે હોકાની બે ઘુંટ લઇ લેવાની લાલચ થઇ આવી. ઘોડી થંભાવીને એણે ચારણને પૂછ્યું,

“ભાઇ, હુંઘો પીવારશો ?”

સાંભળીને ચારણે સામે જોયું. પૂછ્યું “મામા છો ?”

“હા ભાઇ !”

ચારણ હમેશાં કાઠીને “મામો” કહે છે. અસવાર કાઠી છે, એમ જાણીને તુર્ત એણે હોકો અસવારના હાથમાં આપ્યો. હીપો ખુમાણ ફુંકો ખેંચવા લાગ્યો. ચારણે પૂછ્યું,

“અટાણે કેમના ?”

“ગઢવા, નાક કપાણું છે, તે ગોતવા !”

“ભેંસ ? કે ઘોડી ?”

“ઘોડી.”

“બાતમી આપું તો મોરાપું શું દેશો ?”

“તો બેય ઘોડીયું તને મોરાપામાં આપી દઉં ! આ ચડ્યો છું ઇ વછેરી અને ચોરાણી છે ઇ એની મા, બેય અટાણથી તારી થઇ ચૂકી.”

"ના, ના," ચારણે ડોકું ધુણાવીને ના પાડી. એની નજરમાં ઘોડીઓ નહોતી. એની મીટ તો બીજે જ ઠેકાણે મંડાઇ ગઇ છે. ચંદ્રમાને અજવાળે, હીપા ખુમાણના ખોળામાં, રંગબેરંગી સાંગરી બાંધેલો, ધોળો ફુલ એક ધાબળો ઝગમગી રહ્યો છે. એવો રૂડો ધાબળો પોતાને ખંભે નાખી ડોબાં ચારવાની હોંશમાં, ચારણને હજાર હજાર રૂપાઆની બે ઘોડીઓ તુચ્છ લાગી, અને એણે ઉંડા કોડથી માગ્યું કે "આ કામળો દેશો ?"

"આ લે ગઢવા, આ કામળો; ઘોડીયું તો આવે કે ન આવે તોય કામળો તો તને રહ્યો."

એટલું કહેતાં કહેતાં હીપાએ ખોળામાંથી કામળો ઉપાડીને ઘા કર્યો. કામળો ચારણના ખંભા ઉપર જઇ પડયો. અને ઉલ્લાસમાં ગરક બનેલો ચારણ બોલી ઉઠયો,

"જો મામા, આહીથી આડી એક ધાર છે. આથમણી કોર ધાર તૂટેલ પડી છે, ને ત્યાં એક સજીવન વોંકળો હાલ્યો જાય છે. ત્યાં તારી ઘોડી બાંધીને તારો ચોર પડયો છે. બહુ વંકી જગ્યા છે. અને તુંને એકલાને ઇ પોગવા નહિ દે. માટે તું ઉભો રહે. હું ભેંસુંને ભેળીયું કરીને અબઘડી હારે આવું છું."

એટલું કહીને ચારણ ગોબો લઇને દોડયો. ભેંસોને ભેળી કરવા લાગ્યો. અને આ તરફ ઘોડી માથે બેઠાં બેઠાં હીપા ખુમાણનો હોકો હાથમાં થંભી ગયો. એના દિલમાં વિચાર ઉપડયો,

" બે જણા જઇને એક શત્રુને જીતશું, એમાં શી મરદાનગી લેખાશે ? અને હું આજ પ્રથમ પહેલો નીકળ્યો છું, તેમાં જ શું જશના ભાગલા પડશે ? એ તો ઠીક, પણ બોલી મેણું દઇને મોકલનારી કાઠીઆણીને હું કાલ્ય રાતે મળીશ ત્યારે શું જવાબ દઇશ ? પછી એ કાંઇ બોલવામાં બાકી રાખશે ? અરે ધિઃકાર છે જીતવા ! જાઉં તો એકલો જ જાઉં. નીકર ઘોડી ન ખપે."

તુર્ત જ એણે નીચે હાથ લંબાવી વાઝાને ટેકે હોકો મેલી દીધો અને ઘોડીને ડુંગરામાં ચડાવી. સાલેમાળ ડુંગરનું જ એ પીછું નીકળ્યું હતું : અંદર મોટાં મોટાં કોતલ પડયાં છે. ચડયે ઘોડે અંદરથી નીકળાય તેમ નથી. ઉતરીને વછેરી ઝાડને થડ બાંધી, પોતે પોતાનાં પગરખાં કાઢી નાખ્યાં, ઉપર ચડયો. ત્યાં તો દેખાણી: ગરૂડના ઈંડા જેવી ઘોડી, ચંદ્રમાને અજવાળે દેખાણી: કોઇ દૂધીઆ સરોવરમાં જાણે કમળફુલ ખીલ્યું છે. ઉભી ઉભી ઘોડી પૂછની ચમરી વીંઝે છે. અને પડખેજ બંદૂકનો ટેકો દઇને ચોર સૂતો છે. જરાક ઝોલે લેવાઇ ગયેલો લાગ્યો. પાડાના કાંધ જેવી ગરદન : કરવતે કપાય એવી : અને મહિષાસુરના જેવી પડછંદ ફાટેલી કાયા : સામે ભયંકર એકાન્ત : શત્રુના હાથમાં બંદુક અને પોતાની પાસે ફક્ત તલવાર જ : એક પળ તો કાળજું થડકી ગયું. પણ બીજી જ ઘડીયે કાઠીઆણીને કલ્પનામાં ઉભેલી દીઠી.

તરવાર તાણીને ચંદ્રમાના તેજમાં વળળક ! વળળક ! નચાવતો હીપો દોડયો. પોતાના ધણીને ભાળતાં જ ઘોડીએ હાવળ દીધી. ડુંગરા ફાટ ! ફાટ થઇ રહ્યા. ઝોલે ચડેલો જત જાગી ઉઠયો. અને જ્યાં પડખું ફેરવીને નજર કરવા જાય ત્યાં ગરદન ઉપર હીપાના જોરાવર હાથનો ઝાટકો પડયો. કોણ જાણે કેવા ય મેળની તરવાર પડી, કે કરવતે વેરાય તેવું ડોકું એકજ ઝાટકે ધડથી નોખું થઇ ગયું. એક વાધરી પણ ન વળાગી રહી. અને ડુંગરમાળમાં એ ઝાટકાના પડછંદા ઉઠયા.

ઘોડીની હાવળ : સામે વછેરીની હણહણાટી : ને ત્રીજો ગરદન પર ગાજેલો ઝાટકો : ત્રણે અવાજ અધરાતને ટાઢે પહોરે ડુંગરાની ગાળીમાં ભયંકર નિર્જનતા વચ્ચે એટલા તો ફારમા અને ઘોર લાગ્યા, કે ભેંસો ભેળી કરનાર ચારણે નક્કી 'મામા'નું મોત થઇ ગયેલું માન્યું. આવી પહોંચ્યો છું ! આવ્યો છું ! એવી હાકલ સાથે એણે ડુંગરા ભણી દોટ દીધી, ફાળમાં

ને ફાળમાં એનો શ્વાસ ચડી ગયો. પણ જ્યાં અંદર જઇને નજર કરે ત્યાં તો હીપાને હેમખેમ લોહીઆળું ખડગ લઇને ઉભેલો દીઠો. જોઇને ચારણની છાતીએથી ક્સો તૂટવા મંડી. અઢાર વરસના જુવાન કાઠીનો ઝાટકો જોઇને ચારણે બથ ભરી લીધી. અને મા–દીકરી બેય ઘોડીઓના સામસામા હર્ષનાદથી ડુંગરા ડોલવા લાગ્યા. રાતનાં જળ ઝંપી ગયેલાં તે જાગી ઉઠયાં.

" અખીઆત કરી ! મામા, તેં તો અખીઆત કરી ! " એવા પડકારા ચારણના કંઠમાંથી નીકળવા લાગ્યા.

" બાપો ! બાપો મારો ! બાપો ઘોડી ! ' એમ બોલીને હીપો ઘોડીને બચ્ચીઓ દેવા લાગ્યો. ઘોડી થનગની ઉઠી.

હીપાએ ચોરના માથાના મોટા વાળનો ચોટલો ઝાલી, નીતરતે લોહીએ લટકતું માથું હાથમાં ઉપાડયું. ઘોડી છોડી. વછેરીને પણ લીધી. ચારે જીવ ચારણને નેસડે આવ્યા. ત્યાં બાકીની રાત હીપાએ બેઠાં બેઠાં અને બેય ઘોડીઓને પંપાળતાં પંપાળતાં પૂરી કરી. એને નીંદર આવે તેવું તો નહોતું રહ્યું. સવારે ઉઠીને એણે ચારણની ઓસરીએ ઢીંગલનાં દૂધ ગોરસ અને લીલા કંજાર બાજરાના રોટલાની મહેમાની ચાખી. જમી કરીને એણે બેય ઘોડીઓની સરક ચારણના હાથમાં મૂકી.

" આ લે ગઢવા, આ તારા મોરાપામાં. "

" અરે રામ રામ કર, મામા ! મારે ઘોડીયુંને શું કરવી છે ? "

" તું ગમે તે કર. પણ મારા નસીબમાં તો હવે એ ઘોડીયું સમાતી નથી. "

ઘણી રકાઝક કરી. પણ ચારણ પીગળ્યો નહિ. આખરે હીપાએ કહ્યું કે " ભલો થઇને હાલ્ય મારી સાથે. એક ભેંસ આપું. "

" હમણાં નહિ. મારે તાણ પડશે તે દિ' આવીશ. "

હીપો તૈયાર થયો. ચોરનું માથું ચોટલે ઝાલીને એ ઘોડીએ ચડયો. વાંસે વછેરી છૂટી ચાલી આવે છે. વિદાય લેતી વખતે ચારણે હીપાને ચેતાવ્યો,

" મામા, પાધરો રાજકોટનો મારગ લેજે હો ! કરીઆણે થઇને હાલતો નહિ. "

" ત્યારે તો હવે કરીઆણાની બજાર વચ્ચોવચ્ચ થઇને જ હાલવું જોશે ગઢવા ! તેં ઠીક સંભારી દીધું. "

એમ કહીને હઠાળો જુવાન માર્ગે પડયો. હૈયે જરાયે થડકાર વિના એ કરીઆણાની બજાર સોંસરવો પડયો. જીવા ખાચરની ડેલીએ બેઠેલા દાયરાએ એને આવતો ભાળતાં જ સહુની આંખ ફાટી રહી. બન્ને ઘોડીઓ એક બીજીનાં મ્હોં ચાટતી ચાટતી રમતી આવે છે. અને હીપાના હાથમાં સાલેભાઇ જતનું લોહી–ટપકતું માથું લટકે છે !

" હવે આદમીએ આદમીને માર્યો એમાં લોહીએ ત્રબકતું માથું લઇને શું હાલ્યો આવ છ ? " જીવા ખાચરે કહ્યું.

" કોઇની આંખમાં રાઇ આવતી હોય તો એ....આ લ્યો બા ! " કહીને હીપાએ માથાનો ઘા કર્યો. માથું દાયરા વચ્ચે જઇ પડયું.

" લ્યો બા ઇ માથું, અને ધડ જોતું હોય તો પડયું છે સાલેમાળની ધારમાં. બાળો કે દાટો. અને મારૂં નામ હીપો ખુમાણઃ બાપનું નામ રાવત ખુમાણઃ રહું છું નાને રાજકોટઃ વેર વાળવા આવવું હોય તો હાલ્યા આવજો. "

બેય ઘોડીઓને નાટારંભ કરાવતો કાઠી ચાલ્યો ગયો. અને કરીયાણું ગામ એની પાછળ મીટ માંડીને જોતું રહ્યું. આજની ઘડી ને કાલનો દિ' !

(૨)

હીપો પછાડે હાથીયાં પટાધર પ્રોંચાળ
ગજ ભાંગી લોળા ગળે લાંઘણીઓ લાંકાળ

[ કમ્મરની પાતળી લાંક વાળા ભૂખ્યા કેસરી સિંહ શો' હીપો ખુમાણ પોતાની ભુજાઓ વડે હાથી સરખા શત્રુઓને પછાડે છે, અને એનાં માંસ આરોગી જાય છે. ]

અઢાર વરસના જુવાન હીપાને આજ બીજાં ચાલીસ ચોમાસાં વીતી ગયાં છે–રૂપાનાં પતરાં હોય તેવા રંગમાં દાઢી મૂછ ને માથાના મોવાળા જરાવસ્થાએ આવીને રંગી નાખ્યા છે. જુવાન દેખાવા માટે હીપો ખુમાણ કલપ લગાવતો નથી. પોતાના જોબનને એણે વાળના રંગમાં નહિ પણ ભૂજાઓની અંદર હજુ રોકી રાખ્યું છે. એને ઘેરે બે દીકરા છે : એક સૂરીગ અને બીજો ચાંપો. બેય છોકરાને પણ આવતી જુવાની છે. સાવઝના તો સાવઝ જ પાકે એ કહેવત સુરીગ ચાંપાએ સાચી પાડી છે.

એમાં ઇશ્વરે બુઢ્ઢાને માથે કાળી વાદળીની છાયા ઉતારી. ગારીઆધાર ગામ પાલીતાણા રાજને કબ્જે છે. એ ગારીઆધારમાં, રાજકોટ ગામના સીમાડા ઉપર, હીપો ખુમાણ પંદર સાંતીની જમીન ખાતો. એમાં પાલીતાણા ઠાકોર પ્રતાપસંગની હીણી નજર પડી. હીપો સમજે છે કે એ જમીન મારી ગરાસની છે, પ્રતાપસંગજી કહે છે કે જીવાઇ ખાવા જ દીધેલી એ જમીન છે.

તે દિવસ અંગ્રેજ સરકારની આવતી જુવાની : સોનગઢની કચારીમાં આ તકરારનો મુકદ્દમો ચાલ્યો. ગારીઆધારના વાણીયા નરસીં પીતામ્બરવાળા; કે જે વરસોવરસ આ જમીનના પાકનો તોલ વહીવટ કરી પાલીતાણાને અને હીપા ખુમાણને એ નીપજ વ્હેંચી દેતા, એ વાણીઆની સાક્ષી પૂછાણી.

"તમે આ જમીનની નીપજનો તોલ કરી પાલીતાણા દરબાર અને હીપા ખુમાણ વચ્ચે વ્હેંચી દેતા ?"

"હા સાહેબ."

"એ વરસોવરસના વહીવટનો ચોપડો છે?"

"ના, ચોપડામાં હિસાબ મંડાતો નહિ. મોઢથી જ વેંચી લેવાતું."

વાણીઆએ કૂડી સાખ પૂરી. જાણી જોઇને વાણીઓ બનાવટી સાહેદ હોય એવો દેખાણો. અદાલતે એ જમીન પાલીતાણા દરબારની ઠરાવી. હીપા ખુમાણના હાથમાંથી એ જમીન છૂટી ગઇ.

* * *

"હીપા ખુમાણ! વિચાર કરો. આ અંગ્રેજ સરકારની આવતી બાદશાહી: એકલું પાલીતાણું જ નથી, પણ આ તો સૌ રાજાઓની ભીંસ થાશે. અને એ તો સમદરનાં પાણી. ઝીંક ઝલાશે આપા?"

હેતુ મિત્રોએ હીપા ખુમાણને બારવટે નીકળતા અટકાવવા માટે આવી રીતે સમજાવવા માંડયું.

"હું તો બીજું કાંઇ ન જાણું. મારે તો પાલીતાણાના દરબારગઢની દેવડી વચાળે જ મારો રણસગો મંડાવવો છે. મારો પાળીઓ દેખશે ત્યાં સુધી પાલીતાણાના ઠાકોરોને અંતરમાં ઝાળું લાગ્યા કરશે. અને એનો અધર્મ એનાં સ્વપ્નામાં આવીને એને ઝંપવા નહિ આપે."

"પણ મરી મટવાથી શો લાભ ખાટવો છે આપા હીપા?"

"એ બા, એવો હિસાબ આજ સુધી આવડયો નથી. અને હવે પળીયાં આવ્યાં, હવે આવડશે નહિ. કહો ભાઇ સુરગ, ભાઇ ચાંપા, તમારો શું મત થાય છે?"

"અમે તો બાપુ, જમીન પાછી ન મળે ત્યાં સુધી રાજકોટનું પાણી અગરાજ કરીને જ બેઠા છીએ."

"ત્યારે પછી હવે શીદ તરશે મરવું?"

બેય દીકરાને લઇ બાપ બેઠો થયો. હથીઆર પડીઆર બાંધી, ઘોડીઓ રાંગમાં લઇ, બહાર નીકળી પડયા. પંદર જણાની એક નાની ફોજ ઉભી કરીને પાલીતાણાનાં ગામડાં ધમરોળવા મંડયા. દરબારે હીપા ખુમાણના ગામ ઉપર થાણું બેસાડયું.

* * *

મહા મહિનો ચાલ્યો જાય છે. પણ પાલીતાણાની સીમમાં ઘઉંની વાડીઓ ઉજ્જડ પડી છે. કોસ જોડવા કણબીનો દીકરો કોઇ આવતો નથી. વાડી યે વાડીના કુવા સુનકાર છે. ઝાડની ઘટામાં કાગડા કળેળે છે.

એ ટાણે હીપો ખુમાણ પોતાની ટુકડીને લઇ ધામળાની સીમમાં ઘોડાં ફેરવે છે. પાસે નાણું નથી રહ્યું.

"ભાઇ સુરગ, ભાઇ ચાંપા, ખરચીખુટ બનીને બારવટાં નહિ ખેડાય. અને ગારીઆધારને માથે પડયા વગર સોનામોરૂંના ખડીયા નહિ ભરાય."

"સાચું બાપુ!" સુરગ બોલ્યો. "અને નરસી પીતાંબર-વાળાએ જ આપણો રોટલો રઝળાવ્યો છે, એટલે એની પાસેથી જ ખરચી માગીએ."

સાથે એક શુકન જાણવાવાળો હતો. એણે કહ્યું "બાપુ, આ ગઇ રાતે મહા મહિનાનું માવઠું થયું છે. અને આપણે માથે અણગળ પાણી પડયું છે. એટલે દેખી પેખીને અપશુકનનાં પગલાં શીદને ભરીએ?"

"અરે ભાઇ, કયાં આપણે લગન કરવાં છે તે શુકન અપ-શુકન જોવા બેસીએ? અને મારે આટલાં માણસોને ખવરાવવું શું? તેમ ગારીઆધાર વગર ખડીયા પણ ભરાય એવું નથી."

તે દિવસ સાંજનો પહોર નમતો હતો. બીજે દિવસ ગારી-આધાર લૂંટવાનું નક્કી થયું. હીપા ખુમાણે નાનેરા દીકરાને હુકમ દીધો કે "ભાઇ ચાંપા, તું રાજકોટ જઇને ઘેરે ખરચી લઇ આવીશ?"

" એક શરતે બાપુ ! "

" શું ? "

" કે મારા આવ્યા પહેલાં ગારીઆધાર ઉપર જો તમે જાવ તો તમને આપા દેવાનું દેવસું ! "

" ભલે બાપ, જા, વ્હેલો વળી નીકળજે. "

રૂપીઆ આપવા ચાંપો બરાબર દીવાટાણું વીત્યા પછી ગામમાં પહોંચ્યો. અઢાર વરસના દીકરાને આટ આટલા રઝળ-પાટ પછી ઘેર આવેલ દેખીને એની મા, ને એની ફુઇ ઘેલાં ઘેલાં થઇ ગયાં. દીકરાને ખોળામાં લઇને અનોખાં હેતની બચ્ચીઓ કરવા લાગ્યાં. ફુઇ સમાચાર પૂછવા લાગ્યાં કે

" બાપ, ત્હારા બાપુને પંડ્યે સુવાણ છે ? મોટો ભાઇ મુંઝાતો નથી ને ? "

એવા એવા સવાલો કરે છે. ત્યાં થાણાવાળો સિપાઇ આવ્યો. આવીને કહે " ફુઇ, આ છાલીઆમાં કઢી આપજો તો ! અને મહેમાન કોણ આવેલ છે ? "

" ઇ તો મારી બે'નનો દીકરો છે. " એમ કહીને ચાંપાની માએ ચાંપાની વહુને કહ્યું " લે દીકરી, આ છાલીઆમાં જમાદાર સારૂ કઢી લઇ આવ્ય. "

ચતૂર નારી સમજી ગઇ. ઓરડામાં જઇને એણે તાવણયમાંથી ડોલરનાં ફુલ જેવું ધોળું ઘી તાંસળીમાં ભર્યું. તાંસળી એણે સિપાઇના હાથમાં દીધી. "લ્યો જમાદાર કઢી."

સિપાઇએ અંધારી રાતે તાંસળીમાં સફેદ ઘી ચળકતું દીઠું. સિપાઇનું મોઢું ભાંગી ગયું. એણે વગર પુછ્યે કહ્યું કે "ફુઇ, જે મહેમાન હોય તે રાત ભલે રોકાય. પણ સવારે વ્હેલો ગામ મેલી દ્યે એટલું કરજો. નીકર અમારો રોટલો તૂટશે. "

" સારૂં માડી ! "

એમ સિપાઇનું મ્હોં ભાંગીને આઇ દીકરાને સમજાવવા લાગ્યાં કે " ચાંપા, આજની રાત વિસામો લઇને પછી ભળકડે ચડી જાજે ભાઇ."

"ના માડી, રોકાઇશ તો નહિ. ઘરનું પાણી મ્હોંમાં મેલાય તેમ નથી. એટલે હવે ચીથરાં ફાડશો મા."

ઘણું ઘણું મનાવ્યો, પણ ચાંપો બદલ્યો નહિ.

"ઠીક ભાઇ, પણ ઘરમાં જઇને તારા બાપુની બરછી તો લેતો જા. સજાઇને આવી ગઇ છે."

માતાના મનમાં આશા છે કે ઓરડાની અંદર ચાંપાની આણાત વહુ ઉભી છે, એનો રોક્યો ચાંપો રોકાઇ જશે.

ચાંપો અંદર ગયો. સામે જ હેમની ખંભ સરીખી નવજોબનવતી નારી ઉભેલી દીઠી.

કોણુ દેવળરી પૂતળી, કોણે તને ઘડી સોનાર
કયા રાજની કુંવરી, કોણ પુરૂષ ઘરનાર

અરે

નૈ દેવળરી પૂતળી, નૈ મને ઘડી સોનાર
અસૂરો રેવત ખેલવે, એહ પુરૂષ ઘરનાર

એવા અસૂરી વેળાના ઘોડા ખેલવનાર વીરનું ઓઢણું ઓઢનારી કાઠીઆણીએ કંથને ભાળી, બે ઘડી બેસીને વાતો કરવા આવ્યો હશે એમ સમજી, ઢોલીઓ ઢાળ્યો.

"કાઠીની દીકરી છો ?" ચાંપાએ ત્રાંસી આંખે ઠપકાનાં વેણ કાઢયાં. "અટાણે ઢોલીઓ ? ખબર નથી ? હું બારવટે છું. આવડી અધીરાઇ ?"

"ના ના કાઠી, જેવો તું છો તેવી જ જાતવંત હું યે છું. બીજો વિચાર હું કરૂં નહિ. તું બે ઘડી બેસીશ અને હું તારૂં મોઢું જોઇ લઇશ, એટલી જ હોંશ હતી. બાકી તો ખુશીથી બારવટું ખેડો ને બાપુનું કૂળ ઉજાળો."

બોલતાં બોલતાં બેય ગાલે પ્રીતિની લાલ ટશરો ફૂટી નીકળી. પાંપણ જરાક પલળી ગઇ.

"ઠીક કાઠીઆણી ! બારવટું તો હવે ઘડી બ ઘડીમાં પૂરું થાશે. તો તો સાત સાત જન્મારાની ભૂખું ભાંગશું. નીકર જીવ્યા મુવાના જુવાર……"

એટલું વેણ ચાંપાના ગળામાં ડુબી ગયું. અને ખોંખારો ખાઇ ચાંપો ઘોડે ચડ્યો. માતા, ફુઇ અને ઘરની નારી નિરખી રહ્યાં. જેના મ્હોંમાં હજુ તો માતાનું ધાવણ ફોરે છે, એવા દીકરાને અસૂરી રાતે અંધારામાં એકલો વળાવીને મા આભનાં ચાંદરડાં સામે શૂન્ય મીટ માંડીને થંભી ગઇ. ઓરડામાં કાઠીઆ-ણીએ ઢાલીયો ઢાળ્યો હતો તે ઉપાડીને પોતે હાથમાં માળા લઇ ખુણામાં બેસી ગઇ.

સવારે મહારાજે ઉદયાચળનાં શિખર ઉપર કોર કાઢી તે વેળાએ ચાંપો ખુમાણ પીપાવાડીએ પહોંચીને બાપુને જઇ મળ્યો. હેડી હેડીના ભાઇબંધો પોતપોતાનું નોખનોખું કુંડાળું કરીને કાવા-કસુંબા લઇ રહ્યા હતા, તેમાં પોતાની વડચે વડય ગોતીને ચાંપો પણ બેસી ગયો. મ્હોંએ માટીના થર વળી ગયા છે. બોકાનું છોડીને એણે પાણી વતી મ્હોં વીંછળ્યું.

"એ બા ! ચાંપભાઇને જરા કસુંબો સમાયેં લેવરાવજો હો ! ઘરે જઇને આવે છે." એમ એક ભાઇબંધે મર્મ કર્યો.

"જરાક વિચારીને વેણ કાઢજો હો ભાઇ !" ચાંપે નીચે મ્હોંયે બોલીને હાંસીને તોડી, "હું બારવટે છું અને ઘેરે તો ખરચી દેવા ગયો હતો. એટલું ભૂલશો મા."

મિત્રો ચેતી ગયા. મશ્કરી બંધ પડી. દાયરામાં એમ ઠરાવ થયો કે સાંજે દીવે વાટયો ચડે તે વેળા ગારીઆધારને માથે ત્રાટકવું, કેમકે બારવટીઆની ખોટી બાતમી મળવા પરથી તે દિવસ ગારીઆધારની ફોજ બીજી દિશામાં જવાની હતી.

"સુરગ ! તું દસ જણને લઇ નરસી પીતાંબરની દુકાનો માથે ચડી જા. હડફા તોડી તોડીને ખડીયા ભરવા મંડો. અને હું, ચાંપો, અમે બધા દરબારગઢ ઉઘડાવીએ." એમ હીપા ખુમાણે માણસો વ્હેંચી નાખ્યાં. ને પોતે દરબારગઢને દરવાજે લટકતી તોતીંગ સાંકળ ખખડાવી.

"મીરાંજી જમાદાર !"

"કોણ બાપુ હીપો ખુમાણ ?" અંદરથી ચોકીદારે સાદ ઓળખ્યો. "આવી પોગ્યા બાપુ ?"

"હા મીરાંજી ! હવે ઝટ બા'ર નીકળો."

"એ નીકળું છું બાપુ ! હવે કાંઇ થોડો બેઠો રહીશ ?"

થોડીક વાર થઇ. બજારમાં લૂંટફાટનો ગોકીરો જાગી ઉઠયો. મીરાંજીને કાંઇક વખત લાગ્યો.

"કાં મીરાંજી ! જીવ કાંઇ ઓળે ગરેછે ?"

"ના બાપુ, અટાણે મીરાંજીનો જીવ ઓળે થોડો ગરે ?" અંદરથી જવાબ આવ્યો; "અટાણે તો લેખે ચડી જવાનું ટાણું કે'વાય."

"ત્યારે ?"

"આ એક નાનો બાળ્યકો મને ઝાલી રાખે છે બાપુ ! એને ધક્કો દેતાં જીવ પાછો પડે છે."

"એ યે ભલેને બહાર રમવા આવે !"

અડડડ ! દરવાજો ઉઘડયો. અને બે જણ બહાર નીકળ્યાઃ એક આઠ વરસનો નાનો દીકરો છે, એના હાથમાં નાની એવી તરવાર (નીમજો) છે : અને બીજો એંશી વરસનો બુઢ્ઢો મીરાંજી જેને ખંભે બંદૂક છેઃ દાઢી મૂછ રૂની પૂણી જેવાં સફેદ થઇ ગયાં છે.

છોકરો નાનકડી તરવાર લઇને કુદ્યો, અને સાંઢીઆ તેમજ

ઘોડાંને પગે ઝાટકા મારી મારીને ચરકા કરવા લાગ્યો. મીરાંજીએ ખંભેથી બંદૂક ઉતારી.

"મીરાંજી! હીપા ખુમાણે હાકલ દીધી, "પેલો ઘા તમારો."

"બાપુ, મારો ન હોય!"

"બુઢ્ઢા છો. કરો ઘા."

વ્હેલા એ પહેલા અને ભૂલે એ ઘેલા: એમ વિચારીને મીરાંજીએ બંદૂકના કાન ઉપર જામગ્રી ચાંપી. અંધારે હીપા ખુમાણની ઘોડી ઉપર એંધાણ માંડીને ગોળી છોડી.

ગોળી કયાં ગઇ? હીપા ખુમાણની ઘોડીના કાઠાની મૂંડકીમાં ભટકાઇ, ખણીંગ! કરતી ગોળી બીજી બાજુ ગઇ, અને ચાંપો ખુમાણ ઉભો હતો તેના પડખામાં પેસી, લોહીમાં ન્હાઇ ધોઇ, ધ્રોપટ બીજે પડખે થઇને નીકળી ગઇ. ચાંપાને બન્ને પડખે લોહીનાં પરનાળાં મંડાયાં. તત્કાળ ચાંપે હાથ ઉંચો કરી, પડખે ખોરડું હતું તેને નેવેથી એક નળીયું ખેંચ્યું, તોડી, બે ચીપો બન્ને બાજુના ઘા ઉપર મૂકી દઇ, પોતાનો ફેંટો કસકસાવીને તેની ઉપર બાંધી લીધો. અંધારે કોઇએ એ દીઠું નહિ.

"મીરાંજી! ગોળી ખાલી ગઇ." હીપા ખુમાણે હાસ્ય કર્યું.

"બાપુ! મારી ગોળી ખાલી જાય નહિ. મારો હાથ ઠર્યો છે ને? જીંદગાનીભર કદિ ખાલી નથી ગઇ ને આજ છેલ્લી વેળા મને ભોંઠો પાડશે?"

"ફીકર નહિ મીરાંજી, ફરી ઘા કરો."

"હોય નહિ બાપુ, મીરાંજી બીજો ઘા કોઇ દિ' ન કરે."

"આ લે ત્યારે, કર સદ્દગતિ!' કહીને હીપા ખુમાણે મીરાંજીને ભાલે વીંધ્યો. બીજી બાજુ લૂંટ પૂરી થઇ

ચાંપો બોલ્યો " બાપુને ગારીઆધારના ખડીયા ભરવા'તા, તે ભરાઇ ગયા." હવે હાલો ઝટ. અસવાર પાલીતાણે પહોંચી

ગયો હશે. અને હમણાં ફોજ આવી પડશે.

બારવટીયાએ સાણાના ડુંગર ભણી ઘોડાં હાંકી મેલ્યાં. માર્ગે ખડીયામાં સોનામહોરો અને બાબાશાહી રૂપીઆ ખખડતા આવે છે. હવે કયાંય લૂંટવા જવું નહિ પડે એવા હરખના નાદ થાતા આવે છે. અને જોતજોતામાં તો ગારીઆધારના દીવા ટમકતા અદશ્ય થાય છે.

ફક્ત ચાંપો ખુમાણ વારે વારે સૂરગની પાસેથી પાણી માગી માગીને પીતો આવે છે.

બારવટીઆઓ ધાંતરવડી નદીને કાંઠે મોટે ભળકડે આવી પહોંચ્યા, ત્યારે ચાંપે ફરી કહ્યું "ભાઇ, પાણી દે ને!"

"એલા આટલું બધું પાણી કેમ પી છો ?"

"અમથો."

"બાપુ ! ચાંપોભાઇ વારે વારે પાણી માગતો આવે છે."

"કેમ ચાંપા ?" હીપાએ પૂછયું.

"ઇ તો મારાથી કાલ સાંજે કસુંબો વધુ પડતો લેવાઇ ગયો'તો એટલે." બોલતાં બોલતાં ચાંપાનો સ્વર તૂટતો આવેછે.

એટલું પૂછાતાં તો બાપની નજર ચાંપાના શરીર પર બરાબર પડી. ને બાપ ચમકયો.

"એલા, આ શું ! ફેંટો કડયે બાંધ્યો છે, ને ફાળીયું માથે કાં બાંધ્યું છે ?"

"કાંઇ નહિ બાપુ, હાલો. ઝટ સાણા ભેળા થઇ જાવ."

"અરે કાંઇ નહિ શું, કપાળ ? ઓલ્યો મીરાંજી બોલ્યો'તો, કે એનો હાથ ઠર્યો છે ! નક્કી એની ગોળી તને ચોંટી. લે છોડય ફેંટો."

"બાપુ, એમ ફેંટો ન છોડાય. અને ઝટ સાણા ભેળા થાઓ. વાંસે વાર પહોંચી સમજજો."

બાપે ન માન્યું અને હઠ પકડી.

"ઠીક ત્યો ત્યારે બાપુ, કાઢો કમાણી !" એટલું બોલીને ચાંપાએ પેટ ઉપરથી ફેંટાના બંધ ઉખેળ્યા. ઉખેળતાં જ આંતરડાંનો ઢગલો બહાર પડયો અને ત્રણ આંચકા ખાઇને ચાંપાએ બે હાથ જોડતાં જોડતાં પોતાના પ્રાણ છોડયા.

"પેલા જુહાર મારા દાદાજીને કે'જે,
"હોકલીઆનો ભરનારો દિકરો તારો ત્યાં રહ્યો !
"બીજે જુહાર મારી માતાજીને કે'જે,
"બાડપણનો પાળનારો બેટડો તારો ત્યાં રહ્યો !
"ત્રીજા જુહાર મારી બેનીજીને કે'જે
"કરીયાવરનો વોરનારો બાંધવ તારો ત્યાં રહ્યો !
"ચોથા જુહાર મારી ભાભલડીને કે'જે
"હાંસીનો હસનારો દેવર તારો ત્યાં રહ્યો !
"પાંચમા જુહાર મારી પરણેતરને કે'જે
"ખોળામાં પોઢાડનારો પરણ્યો તારો ત્યાં રહ્યો !"

એવા અણસાંભળ્યા સૂરો ગાતો ગાતો જાણે એ જુવાન દીકરાનો હંસલો આકાશ માર્ગે ચાલી નકળ્યો. અને બુઢ્ઢો બાપ ફાટી આંખે એ શબની સામે જોઇ રહ્યો.

"બાપુ !" સુરીગે સાદ દીધો, "હવે આંસુ ખેરવા ઉભા રહેવાનું નથી. તમે આ બધાં માણસોને લઇ સાણામાં દાખલ થઇ જાઓ. હું ચાંપભાઇને ઠેકાણે પાડું છું."

હીપા ખુમાણે અને બીજા બારવટીયાએ કુચ કરી મેલી. અને આંહી સુરગે ચોફાળની ખોઇ કરી, એમાં ચાંપાની લાશ સુવાડી, અને બેય ઘોડીઓ ઉપર ચાંપાની લાશ નાખી, ઘોડીઓને દોરતો દોરતો જોગીદાસ ખુમાણની આંબરડીએ લઇ ગયો. પાદરમાં જ લાશ ઉતારી, એક કાઠી ઉભેલો હશે તેને કહ્યું,

"ભાઇ, લાખા ખુમાણને કહેજે કે મારા ભાઇ ચાંપાનું મડદું ભળાવી જાઉં છું. બને તો દેન દેજે, નીકર ઓધામાં

નાખીને ફુંકી દેજો. મારી વાંસે વાર હાલી આવે છે. એટલે હું એનો સગો ભાઇ થાઉં છું તો પણ જાઉં છું."

માના જણ્યા નાનેરા ભાઇની લાશને પારકે પાદર પ્રભુને ભરોસે મેલીને સુરગ સાણા તરફ ચાલતો થયો. અને બીજી બાજુ સુરજનાં કિરણો ચડતાં તો આંબરડીનો ખુમાણ દાયરો પાદરે આવીને એંશી માણસે હાજર થયો. સમાચાર સાંભળીને લાખો ખાચર બોલ્યો,

"અરે વાત છે કાંઇ? ચાંપા ખુમાણ જેવા કાઠીને ઓધામાં ફુંકાય? લઇ લ્યો ઝોળી દરબારગઢમાં. ડેલો કરવો છે."

ઢાલીઆ ઉપર ચાંપાના શબને સુવારી, ઉપર કીનખાબ ઓઢાડી ચાંપાને દહન કરવા આંબરડી ગામનું નાનું મોટું પાંચસો માણસ નીકળ્યું. સહુ સ્મશાને પહોંચ્યા છે. ચિતા ખડકાય છે. ચાંપા સરખો વીર મર્યાનાં વિલાપ ચાલે છે. ત્યાં પાલીતાણાની વારે સ્મશાનને વીંટી લીધું.

"લાવો અમારા ચોરને!" જમાદારે પડકારો દીધો.

"ભાઇ જમાદાર!" લાખા ખુમાણે મક્કમ અવાજે ઉત્તર દીધો. "તમારો ગુન્હેગાર તો એનો જીવ હતો. એનો દેહ નહિ. એ ગુન્હેગાર તો હવે ચાલ્યો ગયો છે. તેમ છતાં પણ જો તમારે મન હોય તો થાવ તૈયાર. અમે છીએ એટલા કપાઇ જાઇએ, પછી ખુશીથી તમારા ચોરને પાલીતાણે લઇ જજો."

"ના ના, અમે લડવા નથી આવ્યા. અમારે તો દરબાર સાહેબનો હુકમ છે કે પાલીતાણાને ખરચે ચાંપા ખુમાણને દેન દેવું છે. માટે માગણી કરીએ છીએ."

"તો પછી આંહી પણ પાલીતાણાનો જ પ્રતાપ છે. આભડવા આવ્યા હો તો ઉતરો હેઠા."

પાલીતાણાની ફોજે પણ ફાળીયાં પહેરી આભડવામાં ભાગ લીધો. એ રીતે ચાંપો ખુમાણ પોતાની આણાત કાઠીઆણીને રંડાપો... 

(૩)

સાણાના ડુંગરને પથ્થરે પથ્થરે અને ઝાડવે ઝાડવે હીપો ખુમાણ ચાંપાને બોલાવે છે. હીપાને ચિત્તભ્રમ ઉપડ્યું છે. ગારીઆધારની લૂંટનો તમામ માલ વ્હેંચી દઇને પોતાની સાથેના પગારદારોને હીપા ખુમાણે રજા આપી દીધી છે. બાપ અને દીકરો બે જ જણા, મુવેલ માણસના પ્રેત જેવા ડુંગરે ડુંગરેમાં આથડે છે. એમાંથી કોઇ કોઇની સાથે બોલતું નથી. પાલીતાણા રાજ્યના પાયા ખદખદાવી નાખે એવા નિસાસા હીપા ખુમાણના હૈયામાંથી નીકળી રહ્યા છે.

ચોક–હાથસણીના વંકા ડુંગરામાં એક રાતે બાપ દીકરો છાનામાના સુતા છે. જળ ઝંપી ગયાં છે. અંધારે જેટલાં ઝાડવાં એટલા ચાંપા દેખાય છે! જેટલા ડુંગરા એટલી ચિતાઓ બળે છે! ઝાડની ડાળીઓ પવનને સુસવાટે કડ! કડ! અવાજ કરે છે, એમાં જાણે કે ચાંપાની રંડવાળ કાઠીઆણીની ચૂડલી તૂટી રહી છે!

એ વખતે હીપો ઉઠયો. સુરગની પથારી સામે નજર કરી. લપાતો લપાતો પોતાની ઘોડી છોડી, અસવાર થઇ ચાલી નીકળ્યો.

સુરગ પણ કયાં સુઇ ગયો હતો? એ પણ ઉઠયો. ચડયો ઘોડીએ, અને બાપની પાછળ પાછળ, થોડું થોડું છેટું રાખતો ચાલ્યો.

ચાલ્યા જાય છે–બસ ચાલ્યા જ જાય છે. આખી રાત ચાલ્યા જ જાય છે. ઘોડીઓ પણ પોતે કયાં જાય છે તેની કશી ગમ વગર, ખોંખારો પણ ખાધા વગર ચાલી જાય છે.

ભળકડું થયું ને અસવારો શેત્રુંજાની ઓથમાં પહોંચ્યા. ઘેટી અને પાલીતાણાની વચ્ચે ઘોડીઓ ચાલી જાય છે, સામે પાલીતાણાના ગઢ કાંગરા દેખાય છે, તો પણ હીપો અટકતો નથી. એટલે પડખે ચડીને સુરગે બાપનું બાવડું ઝાલ્યું. હાથ હડબડાવીને પૂછ્યું,

"આમ ક્યાં જાવ છો ?"

"તું કેમ આવ્યો ? તારૂં કામ નથી. પાછો જા !"

"અરે બાપુ, પાછો તે શે મ્હોંયે જાઉં ? પણ આમ તો જુવો ! પાલીતાણાનો દરબારગઢ કળાય. હમણાં વાર વીંટી લેશે."

"મારે પણ દરબારગઢનું જ કામ છે."

"શું કામ છે ?"

"ગઢની ડેલી વચ્ચે મારો રણસગો મંડાવવો છે."

"ઠીક, હાલો."

અંધારામાં બેય અસવારો જઇને પાલીતાણાના ગઢના દીધેલ દરવાજા પાસે ગઢની ઓથ લઇ ઉભા છે. ત્યાં ડેલીએ સવાલ જવાબ સાંભળ્યા.

"એ ભાઇ દરવાન ! ઉઘાડને." બહારથી એક ગાડીવાન મુસાફર આજીજી કરે છે.

"અટાણે નહિ, દિ' ઉગવા દે." અંદરથી સત્રી કહે છે.

"ભલો થઇને—"

"ના ભાઇ, તારો બાપ હીપો ખુમાણ ભાળ્યો છે ?"

"આ એક હીપો ખુમાણ સાલો—"

"સાલો" શબ્દ સાંભળતાં જ સુરગે છલંગ દીધી. તલવારનો એક ઝાટકો અને ગાડીવાનનું શિર ઉપાડી લીધું. ગોકીરો થયો. દરવાજા ઉઘડ્યા. બીંગલ ફુંકાણું. ચડો ! ચડો ! ચડો ! એવા ચસ્કા થયા.

હીપો અને સુરગ ભાગ્યા.

"સુરગ ! તેં ગઝબ કર્યો. મારૂં મોત બગાડ્યું. મારે આજ મરવું હતું તે સાચું, પણ પાલીતાણાના દરબારગઢની ડેલી વચ્ચે મારો રણસગો મંડાવવો હતો. પાલીતાણાનો ટીંબો તપે ત્યાં

સુધી મારે એની છાતી માથે ઉભા રહેવું હતું. બાપ સુરગ ! તું બહુ અધીરો થઇ ગયો ! આજ આપણે કૂતરાને મોતે મરવું પડશે ભાઇ !"

સુરગના મનમાં પણ વીમાસણનો પાર ન રહ્યો. બન્ને અસવારો પૂર પાટીએ ઘોડી ફેંકયે જાય છે અને પાછળ પડકારા કરતી વાર લગોલગ આવી પહોંચી છે. ચાર પાંચ ગાઉનો પંથ કાપ્યો ત્યાં શેત્રુંજી આડી પડેલી દીઠી. જ્યાં જુએ ત્યાં બબ્બે, ને ત્રણ ત્રણ માથોડાં ઉંચી ભેખડો ! ઉતરવાનો કયાં યે આરો ન મળે. પણ રસ્તો શોધવાનો સમય કયાં હતો ? વાંસે મોત વયું આવતું હતું !

ખબોખબ ! બેય ઘોડીઓ કુદીને નદીના પટમાં પડી. પાછળ વારના અસવારો પણ ખાબકયા. સુરગે સામી ભેખડે જઇને ઘોડી ઠેકાવી. એની ઘોડી તો ભાથામાંથી તીર જાય તેમ ભેખડ ઉપર ચારે પગે પહોંચી ગઇ. પણ હીપાની ઘોડીના બે ડાબલા કાંઠા ઉપર મંડાતાં જ ભેખડ ફસકી. હીપો પડયો. હીપા ઉપર ઘોડી : અને ઘોડી ઉપર ભેખડનું મોટું ગાંદળું : કચરાઇને હીપાએ ત્યાં ને ત્યાં પ્રાણ છોડયા. *

અસવારો એની લાશને ઉપાડીને પાલીતાણે લઇ ગયા. ઠાકોર પ્રતાપસંગજીને હીપાના મૃત્યુની ખબર પડતાં પોતે બહુ કલ્પાંત કર્યું.

" અરે જમાદાર ! મેં બારવટીયાને જીવતા ઝાલવાનું કહ્યું'તું ને તમે બે ય વાર બાપ–દીકરાને ઠાર માર્યા ? હીપા ખુમાણ જેવું ઢીમ ઢાળી દીધું ?"

---

* બીલા ખુંટવડાની સીમમાં વાળાકી ડુંગર છે. એનું નામ હીપાનો ડુંગર : એ ડુંગર ઉપર હીપા ખુમાણની દેરી છે.

" અન્નદાતા ! અમારો દોષ નથી. અમે જીવ નથી લીધો. બેય પોતાને મોતે મર્યા છે. "

હીપા ખુમાણનું કારજ બે ઠેકાણે થયું: એક નાને રાજકોટ: અને બીજું પાલીતાણામાં, રાજ્યને ખરચે.

હીપાની હાકલમાં ખંભાતી ખખડી જાય
તારૂં જે રાવતતણા વહુળું વેર કે'વાય

[ હીપો ખુમાણ એક હાકલ કરે ત્યાં તો શત્રુઓના ઘરના પટારાનાં ખંભાતી તાળાં પણ ખખડી જાય. હે રાવત ખુમાણના પુત્ર ! તારૂં વૈર તો એવું વિકરાલ હતું. ]

# ભીમો ગરણીયો



મચ્છુ નદીને કાંઠે મોરલીધરે આહિરોને વરદાન દીધાં, તે દિવસથી માંડી આજ સુધી આહિરના દીકરાને છાબડે—જો એ છાબડું સતનું હોય તો—મોરલીધર બેસતા જ આવ્યા છે. આહિર તો ધુડીયું વરણ: ઘોડે ચડીને ફોજ ભેળો હાલે કે ન હાલે. પણ આયરનો દીકરો તો ગામને ટીંબે ઉભો રહીને ખરેખરો રૂડો દેખાય. એવો જ રૂડો દેખાણો હતો એક ગરણીયો: આજથી દોઢસો વરસ ઉપર: સાતપડા ગામને ટીંબે.

સાતપડાને ચોરે મહેતા મસુદી અને પગી પસાયતા મુંઝાઇને બેઠા છે. શું કરવું તેની કોઇને ગમ પડતી નથી. પાલીતાણાના દરબાર પ્રતાપસંગજી આજ પોતાના નવા ગામનાં તોરણ બાંધવા આવ્યા છે. એની હદ સાતપડાના ગઢની રાંગની અડોઅડ આવેલી છે. એટલે ના પણ કેમ પડાય ?

"બીજું કાંઇ નહિ," એક આદમી બોલ્યો, "પણ નોખનોખાં બે રજવાડાંના ગામ અડોઅડ કયાંઇ ભાળ્યાં છે ? નત્યનો કજીઓ ઘરમાં ગરશે."

"પણ બાંન્ને ઉપાય શો ? એના બાપની જમીન આપણા ગઢના પાયા સુધી પોગે છે, એની ના પડાય છે ?" બીજાએ વાંધો બતાવ્યો.

"અરે બાપુકી શું—સાત પેઢીની જૂની જમીન હોય તો ય મેલી દેવી જોઇએ. ગામ ગામ વચ્ચેના સંપ સાટુ શું પાલી-તાણાનો ધણી એટલો લોભ નહિ છાંડે ?"

"હાજ તો. હજી કાલ સવારની જ વાત. સધરા જેસંગની મા મીણલદેએ મલાવ સરોવર ખાંડું થાતું'તું તોય વેશ્યાનું ખોરડું પણ ન્હોતું પાડયું."

"અને આપણે કયાં એની જમીનનાં બટકાં ભરવાં છે ? ફક્ત ગોંદરા વા' જમીન મેલી દે. એટલે બે ય ગામ વચ્ચે ગોંદરો કરશું. બિચારાં પશુડાં પોરો ખાશે, વાટમાર્ગુ વિસામો લેશે અને વળી કજીઓ કંકાસ નહિ થાય."

"પણ ઈ સાવઝને કોણ કે'વા જાય કે તારૂં મોઢું ગંધાય છે ?"

"મહેતો જાય. બીજું વળી કોણ ?"

લમણે આંગળી મૂકીને બેઠેલા વહીવટદારને શરીરે પરસેવો વળી ગયો. એણે જવાબ દીધો કે "એ મારૂં કામ નહિ ભાઇ. તમે સહુ પસાયતાઓ જઇને મારા નામે દરબારને સમજાવો."

"તો ભલે, હાલો." કહેતા પસાયતા ઊભા થયા. પાદર જાય ત્યાં પ્રતાપસંગજી ઢોલીઓ ઢળાવીને બેઠેલા. પાલીતાણાનું ખોરડું ગાંડું કહેવાય છે. તેનું સાક્ષાત પ્રમાણ દેતી એની વિકરાળ મુખા-કૃતિની સામે કોઇ હાલી મવાલી તો મીટ પણ માંડી શકે નહિ, એવા તાપ ઝરે છે. બેઠા બેઠા ઝરીફાને હાકલા કરે છે કે,

"હાં ! ભરતર કરીને નાખો ખુંટ. અને પછી પાયો દોરી લ્યો ઝટ."

"બાપુ રામ રામ !" કહીને નીચા વળી સલામ કરતા પસા-યતા ઊભા રહ્યા.

"કેમ શું છે?" પ્રતાપસંગજીએ તોરમાં ને તોરમાં ત્રાડ દીધી.

"બાપુ, વહીવટદારે કહેવરાવેલ છે કે, તમારી જમીન સાચી, પણ નત્યના કજીઆ નો થાય માટે ગોંદરા વા જમીન મેલી...."

"મેલી દઉં એમને?" પ્રતાપસંગજીનો પિત્તો ફાટી ગયો. "લીલાંછમ માથાંનાં ખાતર ભર્યાં છે એ જમીન મેલી દઉં ખરું કે? જમીનનાં મુલ ઇ કાછડો શું જાણે? જાઓ ઘર ભેળા થઇ જાઓ. કહેજો એને કે *સીમાડે તો સરપ ચીરાણો'તો, કાછડા?"

ઝાંખા ઝપટ મ્હોં લઇને પસાયતા પાછા ફર્યા. ચોરે જઇ વહીવટદારને વાત કહી. પ્રતાપસંગજીની અકોણાઇથી સહુ ધોળે દિવસે તારા દેખી ગયા. ઉંડા નિસાસા નાખીને બધા ચોરે સૂનસાન થઇ બેઠા. ભાવનગર આઘું રહી ગયું, એટલે ત્યાં સમાચાર પહોંચતા પહેલાં તો પ્રતાપસંગજી પાયા રોપી દેશે, એ ફડકે સહુના શ્વાસ ઉંચા ચડી ગયા છે.

---

* સીમાડે સરપ ચીરાણો: કથા એવી ચાલે છે કે, જુનાગઢ તાબે માણેકવાડા અને મઘરવાડા નામનાં ચારણ લોકોનાં બે ગામ છે. બન્ને વચ્ચે સીમાડાનો કજીઓ હતો. વારંવાર જરીફો માપણી કરવા આવતા. પરંતુ ટંટો ટળતો નહોતો. એક દિવસ બન્ને પક્ષો સીમાડો કાઢવા માટે સીમમાં ઉભા છે: કોઇ એકમત થતા નથી: લાકડીઓ ઉડવા જેટલો ઉશ્કેરાટ થઈ ગયો છે: તે વખતે તેઓએ સામેથી એક જબરદસ્ત સર્પને આવતો દીઠો. કોઈકે મશ્કરીમાં કહ્યું કે "ભાઇ, આ નાગ દેવતાનેજ કહીએ કે આપણો સીમાડો વ્હેંચી આપે." વર્ત જ બન્ને પક્ષો હાથ જોડીને સર્પને સંબોધી એક સામટા બોલી ઉઠયા કે "હે બાપા! સાચી વાત છે. તમે દેવ પ્રાણી છો. વ્હેંચી દો અમારો સીમાડો. તમારા શરીરનો લીંટો પડે, એ અમારે સીમાડા તરીકે કબૂલ છે."

સાંભળીને વર્ત જ એ ફણીધર થંભ્યો. વાંકી ચૂંકી ચાલ્ય છોડીને એણે સીધું સોટી જેવું શરીર કર્યું. અને પછી એ ચાલ્યો. એનો લીંટો પડતો ગયો, તે પ્રમાણે ખૂંટ નખાતા ગયા અને એ લીંટાથી પોતાની જમીનની બરાબર સરખી વ્હેંચણ થતી જોઈને બેય પક્ષો "વાહ બાપા! વાહ

"પણ તમે તે આટલા બધા કાંપોછો શીદને ? પરતાપસંગજી શું સાવઝ દીપડો છે ? માણસ જેવું માણસ છે. આપણે જઇને ઉભા રહીએ. ફરી સમજાવીએ. ન માને તો પાણીનો કળશો ભરીને આડા ઉભા રહીએ. આમ રોયે શું વળશે ?"

સહુની નજર આ વેણ બોલનાર માણસ માથે ઠેરાણી. આછા પાંખા કાતરા : એકવડીયું ડીલ : ફાટલ તૂટલ લુગડાં : ખંભે ચોફાળનું આડસોડીયું નાખેલું : કાખમાં તરવાર ને હાથમાં હોકો : ચોરાની પડસાળની કોરે સહુથી આઘેરો એ આદમી બેઠો છે.

---

મારા દેવતા !" ઉચ્ચારતા ઉચ્ચારતા સર્પની પાછળ ચાલ્યા ગયાં. સર્પ ચાલતો ચાલતો બરાબર એક વિકટ સ્થળે આવ્યો. કેરડાના ઝાડનું એક સુકાઇ ગયેલું અણીદાર ઠુંઠું પોતાની સામે ઉભું છે. બરછી જેવી ઝીણી એની અણી જોઇને નાગ પલભર થંભી ગયો. અને તુર્ત માણસો બોલી ઉઠયાં કે

"હવે શું થાશે ? બરાબર આપણા સરખે સરખા સીમાડા ઉપર જ આ કેરડો મોટા બાપુએ વાવેલો. હવે જોઈએ કે દાદો કોને રેસ દેશે."

આ શબ્દો જાણે કાન માંડીને સર્પ સાંભળતો હોય એમ ફેંણ ચડાવીને ઉભો છે. એના અંતરમાં પણ સમસ્યા થઇ પડી છે કે કઈ બાજુ ચાલું ? જે બાજુ ચાલીશ તે બાજુવાળાની એક તસુ જમીન કપાઈ જશે !

એક જ તસુ જમીનનો પ્રશ્ન હતો. છતાં સર્પે નિર્ણય કરી નાખ્યો. પોતે સીધો ને સીધો ચાલ્યો. કેરડાના થડ ઉપર જ ચડયો. સીધેસીધો એ ઠુંઠાની અણી ઉપર ચડયો. અણી એની ફેણમાં સોંસરી પરોવાઈ ગઇ. પણ સર્પ જોર કરીને બીજી બાજુ ઉતરવા લાગ્યો. એમ ને એમ પૂછડી સુધી ચીરાઈ ગયો. લગાર પણ તર્યો હોત તો વ્હેંચણ અણસરખી કહેવાત.

એનું નામ સીમાડે સર્પ ચીરાણો ! આજ એ માણેકવાડા ગામની નદીને સામે તીર એ સર્પની દેરી છે. એને લોકો 'માલ' નામે ઓળખે છે. અનેક ભિન્ન ભિન્ન કાઠીઆવાડી કુંટુંબોના એ કુળદેવતા મનાય છે. વર-કન્યાની છેડાછેડી ત્યાં જઇને છોડાય છે.

" ત્યારે ભીમા ગરણીયા," માણસોએ કહ્યું, " તમે અમારી હારે આવશો ? "

" ભલે. એમાં શું ? તમે કહેતા હો તો હું બોલું. "

" જે ઠાકર ! " કરીને સહુ ઉપડયા. મોખરે ભીમો ગરણીઓ હાલ્યો સડેડાટ ધીરે પગલે પ્રતાપસંગજીને ગોઠણે હાથ નમાવી બોલ્યો " બાપુ રામ રામ ! "

" રામ રામ ! કોણ છો ? " દરબાર આ આયરના વહરા વેશ સામે જોઇ રહ્યા. મ્હોં આડો રૂમાલ રાખીને હસવું ખાળ્યું.

" છંઉ તો આયર. "

" ખાખરો રૂંઢ ને આયર મૂંઢ ! " દરબારે મશ્કરી કરી. " બોલો આયર ભાઇ, શું હુકમ છે ? "

" બાપુ, હુકમ અમારા ગરીબના તે હોય ? હું તો આપને વિનવવા આવ્યો છું કે ગોંદરા વા મારગ છોડીને ગામનો પાયો નખાય તો સહુનો પ્રભુ રાજી રે ! "

" આયરભાઇ ! " પ્રતાપસંગજીનું તાળવું તૂટ ! તૂટ ! થઇ રહ્યું. " તમે ભાવનગરના કારભારી લાગો છો ! "

" ના બાપુ ! હું તો પસાયતો યે નથી. "

" ત્યારે ? "

" હું તો મુસાફર છું. અસૂર થયું છે ને રાત રહ્યો છું. "

" તો પછી આબરૂ સોતા પાછા ફરી જાવ ! "

" અમારે આયરને આબરૂ શી, બાપુ ? હું તો એમ કહું છું કે ભાવનગર અને પાલીતાણું બેય એક જ છોડવાની બે ડાળ્યું: એક જ ખોરડું કહેવાય : ગંગાજળીયું ગોહિલકુળ બેયનું એક જ. અને એક બાપના બે દીકરા આવી માલ વગરની વાતમાં બાધી પડે એવું કજીઆનું ઝાડ કાં વાવો ? "

"હવે ભાઇ રસ્તો લે ને! ભલે ભાવનગરનો ધણી મને ફાંસીએ લટકાવે."

"અરે બાપ!" ગરણીઓ, જેમ જેમ ઠાકોર નમતા જાય છે, તેમ તેમ ટાઢો રહીને ડામ દેતો જાય છે. "બાપ! શેત્રુંજાના બાદશાહ! એમ ન હોય. હેડા હેડાનીયું આટકે ત્યારે અગ્નિ ઝરે: વજ્જરે વજ્જર ભટકાય તે વખતે પછી દાવાનળ ઉપડે."

"આયરડા!!!" પ્રતાપસંગની આંખમાંથી તણખા ઝર્યા.

"બાપુ, તમારે આવું તોછડું પેટ ન જોવે. અને ભાવનગર પાલીતાણું બાખડે–

"તે ટાણે તને વષ્ટિ કરવા બોલાવશું."

"એ ટાણે પછી તેડાવ્યાનું વેળુ નહિ રહે. ભેંસ્યું જે ઘડીએ માંદણાંમાં પડે તે ઘડી ડેડકાં બિચારાં ઓવાળે ચડે બાપુ! ઇ ટાણે વષ્ટિનો વખત ન રહે. પછી તો જેના ઘર માથે ઝાઝાં નળીઆં— "

"તો પછી તું મારાં નળીઆં ઉતરાવી લેજે."

"હું તો અસૂર થયું છે ને રાત રહ્યો છું. પણ બાપુ રે'વા દો."

"નીકર? તું શું બંધ કરાવીશ?"

"ઇ યે થાય!"

"એ...મ!" પ્રતાપસંગજીએ ઝરીફાને હાકલ દીધી કે "નાખો ખુંટ. ગધેડીઓ ખોદ્દો–આયરડો આવ્યો છે બંધ કરાવવા."

ઠાકોરની હાકલ સાંભળીને ઝરીફો ડગલું માંડે, તે પહેલાં તો ભીમાના મ્યાનમાંથી કાળી નાગણી જેવી તરવાર ફુંફાડી ઉઠી. ઉઘાડી તરવાર લઇને ભીમો આડો ઉભો. અને ઝરીફાને કહ્યું,

" જો જો હો, ટાચો પડયો કે ખાંડાં ખડયાં સમજજો."

ઘડી પહેલાંનો પામર આદમી, ઘડી પછી બદલાયો. ને બદલાતાં તો તાડ જેવડો થયો. ઝરીફાના પગ જાણે ઝલાઇ ગયા. ઠાકોર તરવાર લઇને ઢાલીએથી ઉઠવા જાય છે ત્યાં તો ભીમે ઠાકોરની આંખમાં પોતાની નજર પરોવીને પડકાર્યું,

" ત્યાં જ બેઠા રે'જો દરબાર. નીકર ઓખાત બગડી જશે. હું તો આયરડો છું. મરીશ તો ચપટી ધુળ ભીંજાશે. પણ જો તમારા ગળાને આ કાળકા અડશે ને, તો લાખ ત્રાંસળીયું ખડખડી પડશે, શેત્રુંજાના ધણી ! આ સગી નહિ થાય. "

પ્રતાપસંગજીએ આજ જીવતરમાં પહેલી જ વાર સાચા રંગમાં આવેલા પુરૂષને દીઠો. સોળ કળાના હતા, પણ એક કળાના થઇ ગયા. આંખોની પાંપણો ધરતી ખોતરવા મંડી. અને ફરીવાર ભીમો બોલ્યો,

" અમારૂં માથું તો ધરધણી માણસનું દરબાર ! ચાળીનો ઓકડો મર્યો તો ય શું ? પણ સંભાળજો. હથ્યા છો કે હમણાં ઉતારી લઇશ માથું—ચાકડેથી માટીનો પીંડો ઉતરે એમ. "

ભૂવો ધુણતો હોય એમ ભીમાનું ડીલ ધ્રૂજી ઉઠયું. માણસોએ ભીમાને ઝાલી લીધો. પ્રતાપસંગજી ઉઠીને હાલી નીકળ્યા, બીજે દિવસ ભળકડે ઉઠીને પાલીતાણે પહોંચી ગયા.

આ બાજુથી સાતપડાના વહીવટદારે મહારાજ વજેશંગજીને માથે કાગળ લખ્યો કે આવી આવી રીતે ભીમા ગરણીઆ નામના એક આયરે ભાવનગરની આબરૂ રાખી છે. એવી તમામ વિગતવાળો કાગળીયો બીડીને એક અસવારને બીડા સાથે ભાવનગર તરફ વ્હેતો કરી દીધો. અને ગામડે ગામડે ભીમા ગરણીઆની કીર્તિનો ડંકો વાગ્યો.

(૨)

" દરબાર કેમ દેખાતા નથી ? "

" મામા, એ તો ત્રણ દિ'થી મેડી માથે જ બેઠા છે. બા'રા નીકળતા જ નથી. "

"માંદા છે?"

"ના, મામા. કાયા તો રાતી રાણ્ય જેવી છે."

"ત્યારે ?"

"ઇ તો રામધણી જાણે. પણ સાતપડેથી આવ્યા તે દિ'થી તેલમાં માખી બુડી છે. વાતું થાય છે કે કોઇક આયરે બાપુને ભોંઠામણ દીધું."

"ઠીક. ખબર આપો દરબારને. મારે મળવું છે."

એનું નામ હતું વાળા સામળો ભા. દાઠા તરફના એ દરબાર હતા. પાલીતાણા ઠાકોર પ્રતાપસંગજીના એ સાળા થતા હતા. માથા ઉપર ત્રણ મલોખાં મેલીને ફગ બાંધતા હતા. એના ભુજબળની ખ્યાતિ આખી સરવૈયાવાડમાં પથરાઇ ગઇ હતી. મેડી ઉપર જઇને એણે દરબારને હિમ્મત દીધી કે

"શેત્રુંજાનો ધણી કચારીએ કસુંબા પીવા ન આવે એ રૂડું ન દેખાય દરબાર! અને એમાં ભોંઠામણ શું છે?"

"પણ વાળા ઠાકોર, મારો એક આયર નરપલાઇ કરી ગયો."

"અરે સાંજે એના કાતર્યામાં ધૂળ ભરશું. આયરડું બચારૂં શું–"

"રંગ, વાળા ઠાકોર!" કહેતાં દરબારને સ્ફુર્તિ આવી. પણ તરત પાછો ગરણીઓ નજરે તરવા મંડયો. બોલ્યા કે "પણ વાળા ઠાકોર! સાતપડે જાવા જેવું નથી હો. આયર બહુ કોબાક માણસ છે. બહુ વસમો છે."

"હવે દોથા જેટલો છે ને?"

"અરે રંગ! વાળા ઠાકોર! પણ વાળા ઠાકોર, ઇ તરવાર હ્યે છે ત્યારે તાડ જેવડો લાગે છે હો. જાળવો તો ઠીક."

"તાડ જેવડો છે કે કાંઇ નાનો મોટો, એ હું હમણાં માપી આવું છું દરબાર. તમ તમારે લ્હેરથી કસુંબા પીઓ. બાકી એમ રોયે રાજ નહિ થાય."

દોઢ સો અસવારે શામળો ભા સાતપડાને માથે ચડયા. ઢોર વાંભવાની વખત થઇ ત્યારે સીમમાં આવી ઉભા રહ્યા. ગોવાળને હાકલ દીધી કે

"એલા આયરૂ! કયા ગામનો માલ છે?"

"બાપુ, સાતપડાનો."

"હાંકય મોઢા આગળ. નીકળ ભાલે પરોવી લઉં છું."

"એ હાંકું છું. બાપા! હું તો તમારો વાછરવેલીયો કે'વાઉ" એમ કહીને ગોવાળે ગાયો ભેંસો ધોળીને પાલીતાણાને માર્ગે ચડાવી. મોખરે માલ, ને વાંસે શામળાભાની સેના.

ધ્રુસાંગ! ધ્રુસાંગ! ધ્રુસાંગ! સાતપડે ઢોલ થયો. પાલીતાણાની વાર સાતપડાનાં ધણ તગડી જાય છે, એમ વાવડ પહોંચ્યા. પણ આયરો બધા જોઇ રહ્યા કે દોઢસો અસવાર ભાલે આભ ઉપાડતા, વળળક! વળળક! કરતા હાલ્યા જાય છે, એને જીતાશે શી રીતે? સહુનાં મ્હોં ઝાંખા ઝપટ થઇ ગયાં.

ત્યાં તો ભીમાના ઘરવાળી આયરાણી બહાર નીકળી. ચોરે જઇને ફૂટે ચોટલે એણે ચસ્કો કર્યો કે

"અરે આયરૂ! એ ભાઇ પસાયતાઓ! કોઇ વાસ નહિ રાખે હો. અને આજ ગરણીઓ ગામતરે ગયેલ છે, તે ટાણે શું કા દેખાવું છે?"

એમ વાત થાય છે ત્યાં ભીમો ગરણીઓ ગામતરેથી હાલ્યો આવતો દેખાણો. ખોભળે ભાલું : ખંભામાં ઢાલોતર : કડયે તરવાર : અને હાથીનાં કુંભાથળને માથે જાતી ડાબા માંડે એવી રાંગમાં ઘોડી, ઝાંપામાં આવતાં જ એણે પૂછ્યું,

"શું ગોકીરો છે ભાઇ?"

"ભીમભાઇ, દુશ્મન ફેરો કરી ગયા."

"કોણ?"

"પાલીતાણા દરબારનો સાળો."

સાંભળતાં જ ભીમાનાં રૂંવાડાં અવળાં થઇ ગયાં. હાકલ કરી કે "એલા આયરો ઉભા થાઓ. નીકર કોઇ વાસ નહિ રાખે."

"અને આયરાણી! મારી સાંગ લાવ્ય." પાણીની તરસે ગળે કાંચકી બાઝી ગઇ હતી, પણ ભીમે પાણી ન માગ્યું, સાંગ માગી. ઘોડાનું પલાણ પણ ન છાંડ્યું. આયરાણીએ દોટ દીધી. ધણીની ઢેલીયા સાંગ પડેલી તે ઉપાડીને લાંબી કરી. સાંગ દઇને બાઇ પાછી વળી. માથે મોતી ભરેલી ઇંઢોણી મેલીને હેલ્ય ચડાવી. ખંભે સાંબેલું લીધું. અને આયરાણીઓને હાકલ કરી. ઘરેઘરમાંથી આયરની વહુ દીકરીઓ હેલ્યો ને સાંબેલાં લઇને નીકળી. રણઘેલડી આહિરાણીઓનો હેલારો ચડયો.

ગામ હલકયું. ખંપાળી, કોદાળી, કે લાકડી ઉપાડી, રીડ ચસ્કા કરતું ટોળું નીસર્યું. મોખરે ભીમો પોતે ઘોડી ઉપર, ને બીજા બધા પાળા: ભીમો એકલો છે. પણ એક હજારાં જેવો દેખાય છે. ઘોડીને આધસોડે લેતો આવે છે. માણસો વાંસે દોડયાં આવે છે, આયરાણીઓનો હેલારો ગાજતો આવે છે.

સીમાડે માલ દેખાણો. શામળા ભાએ તો ત્રીજી પાંસળીએ તરવાર બાંધેલી: કમાડ જેવડી ઢાલ ગળામાં લીધેલી: ને માથે

મલોખાં ગોઠવીને ફુગ પહેરેલી: વાંસે જોયું તો એક અસવાર વણો આવે.

"અરે, એક અસવાર બાપડો શું કરતો' તો ?"

એમ વિચારીને થોભા માથે હાથ નાખે છે ત્યાં ભીમો આવ્યો. હરણ ખોડાં કરી દે એવી ઘોડીના ડાબા ગાજ્યા. હાથમાં ગણુણુ ! ગણુણુ ! ગણુણુણુ ! સાંગ ફરતી આવે છે. આવતાં જ હાકલ કરી. તાડ જેવડો થયો. "કયાં છે દરબારનો સાળો !" એવી હાકલ સાંભળતાં અસવારો ઓઝપાણા. ઘડીમાં તો ભીમાએ ફોજ વચ્ચે ઘોડો ઝંપલાવ્યો. પાડો પાડાને કાઢે એમ એણે ભા'ના ઘોડાને બહાર કાઢી પાટીએ ચડાવ્યો.

લગાફુગ ! લગાફુગ ! લગાફુગ ! કરતા ભા ભાગ્યા. ત્રણસો ઉજ્જડ મોઢાં ઉભાં થઇ રહ્યાં. ફુરડક હું, ફરડ ! ફરડક હું, ફરડ ! ફરડક હું ફરડ ! એમ ફરડકારા બોલાવતા ભા'ના ઘોડાને પોણાક ગાઉને માથે કાઢી જઇને પછી લગોલગ જઇ ભીમાએ સાંગ તોળી. બોલ્યો કે "જો મારું તો આટલી વાર લાગે. પણ મને અને ભાવનગરને ખોટય બેસે; તું પાલીતાણાના કુંવરનો મામો કે'વા ! પણ જો ! આ તો નહિ મેલું."

એમ કહીને ભીમે સાંગ લાંબી કરી. શામળા ભાને માથેથી મલોખાંની ફુગ ઉતારી લીધી. સાંગની અણીમાં પરોવાયલી ફુગ લઇને આયર પાછો વળ્યો. કાંધરોટો દેતો નીકળ્યો. ત્રણસો અસવારની ગાંઠ પડી ગઇ છે. પણ કોઇએ એને છંછેડયો નહિ.

શામળો ભા તો પાટીએ ચડી ગયા, તે ઠેઠ ડુંગરામાં દરશાણા. ઉભા ઉભા ચોટલી ખંખેરી રહ્યા છે. ત્યાં પોતાના અસવારો પહોંચ્યા.

એક કહે "અરે બાપાની ફુગ ઉપાડી લીધી.

બીજો કહે "ઇ તો માથાનો મેલ ગયો."

ત્રીજો બોલ્યો "ઇ તો મોરલીધર બાપાને છાબડે આવ્યા. ફૂગ ગઇ તો ધોળી. માથાનો મેલ ઉતર્યો. બાપા! વાંધો નહિ. કડયેથી ફાળીયું છોડીને ફેંટો બાંધી લ્યો."

દીવે વાટયો ચડી ત્યારે શામળો ભા પાલીતાણામાં દાખલ થયા. પ્રતાપસંગજી નજર કરે ત્યાં લમણાં ઉજ્જડ! મ્હોં પર વિભૂતિનો છાંટો યે ન મળે. ભાએ સલામ કરી.

"ગરાસીઆના પેટનો છો?" દરબારે કહ્યું, "મેં નહોતો ચેતાવ્યો?"

"માળો....આયરડો ત્રણ તાડ જેવડો થાય છે. કાઠામાં સમાતો નથી." ભા'ની જીભના લોચા વળવા લાગ્યા.

"તે ન થાય? અમથો હું હાલ્યો આવ્યો હોઇશ? જાઓ, મને મોઢું દેખાડશો મા."

શામળો ભા પાટીએ ચડી ગયા. તે દિવસથી એવા તો અબોલા રહ્યા કે પ્રતાપસંગજીના મોતને ટાણે પણ એનાથી અવાયું ન્હોતું.

(૩)

પતંગીઆ જેવો ભીમો ફૂગ લઇને સીમાડેથી પાછો વળ્યો. વાંસે ધણ ચાલ્યું આવે છે. ગામલોકોએ એને આવતો ભાળ્યો અને લલકાર કર્યો કે "રંગ ભીમા! રંગ ગરણીઆ!"

"અરે બા, મને રંગ શેના?" ભીમે કંઇ યે પોરસ વગર જવાબ વાળ્યો; "એ તો ભાવનગરના બાદશાહનું નસીબ જબ્બર છે. અને બાકી તો આયર કાઠીનું કામ છે, કે વારે ચડવું."

ભાવનગરના દરબારગઢની મેડીએ કનૈયો લાલ વજેસંગ મહારાજ કીચૂડ! કીચૂડ! હીંડોળાખાટે હીંચકે છે. સામે દિવાન પરમાણંદદાસ, અને મેરૂભાઇ બેઠા છે. સાતપડેથી બીડો આવ્યો છે એને ફરી ફરી વાંચી વાંચીને મહારાજ બોલે છે કે,

" પરમાણુંદાસ, આયરે માળે અખોઆત કરી હો ! એને આંહી તેડાવીએ. મારે એને જોવો છે."

"ભલે મહારાજ, અસવાર મોકલીએ."

એમ વાતો થાય છે ત્યાં બીજો અસવાર આવીને ઉભો રહ્યો.

" એલા કયાંનો બીડો ? "

" બાપુ, સાતપડાનો. "

" ઉઘાડો, ઝટ ઉઘાડો પરમાણુંદાસ. "

પરમાણુંદદાસ વાંચે છે તે મહારાજ સાંભળે છે : લખ્યું હતું કે ભીમા ગરણીયાએ બીજી વાર મહારાજને રૂડા દેખાડયા છે. ત્રણસે અસવારને એકલે તગડી, ધણ પાછું વાળ્યું છે, અને શામળા ભાની ફગ સાંગની અણીએ ઉતારી લઇ જીવતા જાવા દીધા છે.

વજા મહારાજની છાતી પહોળી થવા માંડી. પાસાબંધી અંગરખું પહેર્યું છે તેની કસો તૂટી પડી. રંગ ! ઘણા ઘણા રંગ ! એમ મહારાજના મુખમાંથી ધન્યવાદ વછૂટયા. અને હુકમ કર્યો કે

"પરમાણુંદદાસ, દાદન શેખને પચાસ ઘોડે સાતપડે મોકલો. ભીમાને તેડી આવે."

"ભલે બાપુ."

"પણ કેવી રીતે તેડી લાવવા, ખબર છે ?"

"ફરમાવો."

"પ્રથમ તો એણે જે ફગ ઉપાડી લીધી છે તે સાથે લેતા આવવી : અને બીજું, સાતપડા ને ભાવનગર વચ્ચે આપણાં જેટલાં ગામ આવે છે, એ દરેક ગામને ચોરે, વસ્તીને ભેળી કરી, કસુંબા કાઢી, ભીમા ગરણીયાના પરાક્રમને ચર્ચી દેખાડવું : ગામેગામ એ આયરને છતો કરવો."

દાદન જમાદાર ઉપડ્યા સાતપડા માથે. જઇને ભીમા ગરણીયાને બથમાં લઇ લીધા.

"અરે રંગ ગરણીયા! મહારાજની લાજ વધારી."

"અરે બાપુ! ઇ તો મહારાજનાં ભાગ્ય જબરાં! હું શું કરી શકતો' તો?"

"હ્યો થાવ સાબદા. તમારે ભાવનગર આવવાનું છે."

"અરે બાપા, હું ગરીબ માણસ! મહારાજ પાસે મેંથી કાંઇ અવાય?"

"અને ઓલી ફ્ગ સાથે લેવાની છે."

"હં! હં! ભાઇ, મારી હાંસી કરાવવી છે?"

ભીમો તૈયાર થયો, પણ ફ્ગ લેવાનું ન માન્યો. એટલે દાદન શેખે પટેલને લઇ ભીમાના ઘરમાંથી સાંગમાં પરોવેલી ફ્ગ ગોતી કાઢી. સંચોડી સાંગ જ સાથે લઇ લીધી.

"હ્યો ગરણીઆ, નાખો સાંગ પાઘડામાં."

"અરે બાપ! મારૂં મોત કાં કરાવો?"

"તો અમે લઇ લેશું."

મોખરે ફ્ગ સોતી સાંગ: પછી ગરણીઓ.: અને વાંસે અસવારો: એમ અસવારી ચાલી. ગામડે ગામડે સામૈયાં: વધામણાં: ને કંકુના ચાંદલા. ગામડે ગામડે ચોરામાં દાયરો ભેળો થાય છે. ગરણીઆના શૂરાતનની વાત મંડાય છે. શરમાળ આયર નીચે નિહાળીને બેઠો રહે છે. ઘાટા કસુંબાની અંજળીઓ ઉપર અંજલીઓ અપાય છે. એમ થાતાં થાતાં ભાવનગર આવ્યું.

શરમાતે પગલે ગરણીઓ મેડી ઉપર ચડવા મંડયો. અને જે ઘડીએ દાદરા ઉપર એ શુરવીરનું ડોકું દેખાણું, તેજ ઘડીએ ગાદી ઉપરથી ચારે પલા ઝાટકીને અઢારસેં પાદરના ધણી ઉભા થઇ ગયા.

"અરે બાપ ! રે'વા દો ! મને ભોંઠામણ દ્યો મા !" એમ ભીમે અવાજ દીધો.

પણ મહારાજની તો છાતી ફાટતી હતી. એ શી રીતે અટકે ? આઠ કદમ સામા ચાલ્યા.

"આવો ! ગરણીઆ આવો ! આવો ! " એમ આદર દીધો. પણ મ્હોંમાં શબ્દો સમાતા નથી.

દોડીને ભીમો મહારાજના પગમાં હાથ નાખવા જાય ત્યાં તો મહારાજે બાવડું પકડી લીધું. લઇ જઇને પોતાને પડખે બેઠક દીધી. મરક ! મરક ! મહારાજ તો હોઠમાં હસતા જાય છે અને આ દુબળા પાતળા પરોણાની સામે પગથી તે માથા સુધી નજર કરતા જાય છે. ભીમાની પાંપણો તો નીચી ઢળીને ધરતી ખોતરી રહી છે. એને મ્હોં યે શરમના શેરડા પડે છે.

આખી વાત માંડીને દાદન શેખે કહી સંભળાવી. સાંભળીને મહારાજ મ્હોંમાં આંગળી નાખી ગયા.

"ગરણીયા !" મહારાજે પૂછ્યું, "શું દરબાર તમને પાળે છે ?"

"ના બાપુ, હું તો વડીયા તાબે અકાળાનો વાસી છું. આંહી તો સગાવળોટે આવ્યો હતો."

"ઠીક. મેરૂ ! ત્રાંબાનું પતરૂં મગાવો."

ત્રાંબાનું પતરૂં આવ્યું.

"લખો. ચાર સાંતીની જમીન : બે વાડીના કોસ : રાજની ગાદીએ દીવો રહે ત્યાં સુધી ભીમા ગરણીઆનાં વંશનાં ખાય. "

લેખ લખાણો.

" હવે લાવો પહેરામણી "

પોશાક આવ્યો. લાટપાટા શણગારેલો ઘોડી આવી. હીરની સરક બેય બાજુ હીંડળતી આવે છે. સાચા કીનખાબના આગેવાળ અને જેરબંધ ઘોડીની ગરદને શોભી રહ્યા છે. કોઇ કુશળ વેપારીએ લેખણ ઘડી હોય એવી કાનોટી ઘોડીને રહી ગઇ છે. અને જેમ કોઇ આણાત કાઠીઆણી લાજના ઘુમટા તાણતી હોય તેમ ઘોડીની કાનસૂરીની અવળ સવળ દોઢય ચડી રહી છે.

ગરણીઆને પોશાક પહેરાવ્યો, અને પછી ઘોડીની સરક હાથમાં આપી મહારાજે આયરનો વાંસો થાબડયો. બોલ્યા કે

"ભીમા ગરણીયા! વૃદ્ધ અવસ્થા છે. એટલે તમારે કાંઇ નોકરી નથી કરવાની. ખાઓ પીઓ ને આનંદ કરો."

બાર મહિના ચાલે તેટલું પલાણીઆ વીડમાંથી ખડ, અને દસ કળશી બાજરો મહારાજે ભેળાં મોકલાવ્યાં. અસવારો જઇને ગાજતે વાજતે ભીમાને સાતપડે મૂકી આવ્યા.

આજ પણ એના વંશજો એ ગરાસ ખાય છે.



# શેત્રુજીને કાંઠે

શેત્રુજીના કાંઠા બારે માસ લીલા છમ રહેતા. ગોઠણ ગોઠણ વા ઉંચું ખેવડાનું ખડ આઠે પહોર પવનમાં લ્હેરીયાં ખાતું. અને બે ય કાંઠાની ભેંસો, ડુંગરાનાં ટુંકને તોડી નાખે તેવાં જાજરમાન માથાં હલાવી, પૂછડાં ફંગોળી ફંગોળી ઉભે કાંઠે ચારો ચરતી. પાસેની ગીરમાંથી સાવઝની ડણુકો સંભળાતી.

બેય કાંઠે પારેવાના માળા જેવાં આહિરોનાં બે નેસડાં પડયાં છે. સવાર સાંજ ભેંસોના આંચળની શેડયોને ધમોડે અને છાશને વલોણે બેય નેસડાં સીમ બધીને ગજવી મેલે છે. અંદર સળી ઉભી રહી જાય એવાં ઘાટાં દૂધ દોણામાં સમાતાં નથી. વલોણાં ઘુમાવતી આહિરાણીઓ નેતરાં ઉપર આખ્ખાં અંગને એવી તો છટાથી લોડાવે છે, કે શરીરમાં રૂપની છોળો જાણે છલકાઇ ઉઠે છે. કાયાનાં સરોવર જાણે હેલારે ચડે છે.

પહોર દિવસ ચડતાં બે ય નેસડાંમાંથી ભેંસો ધોળીને બે છોકરાં નીકળે છેઃ એક છોકરો ને એક છોકરીઃ બેયને દસ બાર વરસની

અવસ્થા વહી જાય છે. છોકરાને ઉઘાડે માથે વેંત વેંતનાં ઓડીયાં ઓળેલાં હોય છે, ને છોકરીનો મીંડલા લઇને વાળેલ મોટો અંબોડો ભાતીગળ કાપડની કુંચળીમાં ઢંકાયેલો હોય છે. બેયના હાથમાં લાકડી: બેય આંબલીની ઉંચી ઉંચી ડાળીએથી પાકા પાકા કાતરા શોધી કાઢી, લાકડીને ઘાયે મનધાર્યાં નિશાન આંટીને પાડી નાખે, અને વ્હેંચી વ્હેંચી ખાય. વાંદરા જેવાં રમતીયાળ બેય છોકરાં ગોંદરાનાં ઝાડની ઘટામાં ઓળ કોળાંબો રમે છે. ઘણીવાર છોકરી એ છોકરાને ઝાલી લે છે. પણ ઘણીવાર તો છોકરો જાણી બુઝીને જ પોતાને ઝલાવા દે છે. આલણદેને ઝાલવી તે કરતાં એના હાથે ઝલાવું, એમાં દેવરાને વધુ આનંદ પડતો. ઘણી વાર તો આ જાણી જોઇને ઝલાઇ જવાની, દેવરાની દાનત દેખાઇ આવતી, આલણદે ખીજાઇને કહેતી કે "તો કાંઇ નહિ ભાઇ! આવી રમતમાં શી મઝા પડે? સાચુકલો તો તું દોડતો નથી ને!"

"તો તો સવારથી સાંજ સુધી ય તારે માથેથી દા જ નહિ ઉતરે, ખબર છે?"

માંહી મોતી પડયું હોય તો યે વીણી લેવાય એવાં નિર્મળ, શેતલનાં પાણી ખળ! ખળ! નાદે ચાલ્યાં જતાં, અને આલણદે ને દેવરો બન્ને ભેખડ માથે બેસીને પાણીમાં પોતાના પગ બોળતાં. બેય જણાંની દસે આંગળીએ માછલીઓ ટોળે વળતી, અને એમાંથી કોના પગ ઉજળા, તે વાતનો વાદ ચાલતો.

"આમ જો દેવરા, મારા પગ ઉજળા."

"એમાં શું? કોઢીયાંના પગ તારાથી યે ઉજળા હોય છે. ઉજળાં એટલાં કોઢીયાં!"

"ના, આચરથી ઉજળાં એટલાં કોઢીયાં."

"એમ તો આપણા ગામનાં ગધેડાં ય ધોળાં હોય છે.

ઉનાળાના બપોર થાતા ત્યારે આંબલી અને વડલાની છાંયડીમાં નદીની લહરીઓથી દેવરાની આંખો મળી જતી, વાગોળતી ભેંસના શરીરનો તકીઓ કરી દેવરો પોઢી જતો, અને આલણદે એકલી ઉભી ઉભી ડોબાંનું ધ્યાન રાખતી. કોઇ કોઇ વાર સમળીઓનાં પીછાં લઇને દેવરાનાં ઓડીયાંમાં ઉભાં કરતી. કોઇ વાર દેવરાની પછેડીની ફાંટે બાંધેલ બાજરાનો લીલોછમ રોટલો માછલીઓને ખવરાવી દઇ, પછી એ ભૂખ્યા છોકરાને પોતાના હાથનો ઘડેલો ઘરનો રોટલો ખવરાવવા બેસતી. ખાતો ખાતો દેવરો બોલતો કે

"અરેરે આણલદે ! મારી મા બચારી ગલઢી થઇ ગઇ, એને હાથે હવે તારા જેવા રોટલા થાતા નથી."

"તો હું તુંને દાડી રોટલા ઘડીને લાવી દઇશ."

" કેટલા દિ' ? જોજે હો, બોલ્યે પળીશ ને ? ખુટલ નહિ થાને ? "

" હાં ! સમજી ગઇ ! તો તો આ લે ! " એમ કહીને આલણદે અંગુઠો બતાવતી.

સાંજે ખાડુ ઘોળીને દેવરો પોતાને નેસડે જાતો, ત્યારે જાણી જોઇને એકાદ પાડરને હાંકવું ભૂલી જાતો. પાછળથી આલણદે પાડર હાંકીને દેવરાને ઘરે જાતી, અને હાકલ કરી કહેતી કે

" એલા દેવરા, રોજ પાડર હાંકવું ભૂલી જાછ, તે ભાન ક્યાં બળ્યું છે ? આયરનો છોકરો થઇને આવો ભૂલકણો કાં થયો ? આ લે, હવે જો ભૂલીશ તો હું મારાં ડોબાં ભેળાં હાંકી જાઇશ."

દેવરાની રંડવાળ મા આ કુંજના બચ્ચા જેવી છોકરીને ત્યાર ટ્યાર જોઇ રહેતી, અને એને ઉભી રાખીને ઘોળા તલનું

ગુંજું ભરાવી કહેતી "લે માડી આલણદે, તું રોજ પાડરૂ મેલવા આવછ એનું આ મહેનતાણું."

તુર્ત દેવરો બોલતો " મા, દા'ડી દા'ડી તમે એને તલનાં ગુંજાં કાં ભરાવો ? ઇ તો હેવાઇ થઇ જાશે હો ? પછી નત્ય ઉઠીને આપણો ઉંબરો ટોચશે. "

દાંત કાઢીને છોકરી પોતાને નેસડે ચાલી જતી.

ડોસી પાડોસીના ઘરમાં જઇને વગર બોલાવી, વગર સાંભળ્યે, વેવલી બનીને કહેતી " જો તો ખરી બાઇ ! કેવી જોડય મળી જાય છે ! આવી છોડી આંગણે આવે તો મારે ભવની ભૂખ ભાંગી જાય ને ? "

" પણ ડોસી ! તમે તે રાજા માણસ કાં થાવ ? ક્યાં હરસૂર આયરનું ખોરડું, ને કયાં તમારો કૂબો ! "

" અરેરે માડી ! થયું ત્યારે ! " એમ બોલીને ડોસી ડુંગર જેવડો નિસાસો મૂકતી.

## (૨)

આલણદેના અંગ ઉપર બાળાપણ ઉતરીને હવે તો જોબનના રંગ ચડતા થયા છે. માથા ઉપરથી મોશલો ઉતરીને હવે તો ચુંદડી ઓઢાઇ ગઇ છે. હવે આલણદે ભેંસો ચારવા આવતી બંધ થઇ છે; પણ સવાર સાંજ માથે પીતળની હેલ્ય મેલી નદીએ પાણી ભરવા નીકળે છે તે વખતે જ એક બીજાંની સાથે ચાર આંખોના મેળાપ થાય છે. અને એમાં ય તે, આંખો હજુ મળી ન મળી હોય ત્યાં તો બેય જણાંની પાંપણો, કંજૂસ માણસના પટારા જેવી, તુર્ત નીચે ઢળી જાય છે. બાળાપણની એટલી છૂટી જીભો પણ જાણે આજ કોઇ અદીઠ કારણથી ઝલાઇ ગઇ છે, ને મ્હોંમાંથી વાચા ફુટતી નથી. વીરડા માથે

બેસીને પાણી ઉલેચતી પોતાની બાળાપણની ભેરૂડીની ચુંદડીના છેડા નદીના વાયરાની અંદર ફરફતા હોય, અને એમ થાતાં માથાનો સવા ગજ ચોટલો બહાર ડોકીયાં કરી જાતો હોય, તે જોવામાં પણ એબ છે એવું માનનારો દેવરો આયર, નીચે ઢળેલે પોપચે ભેખડ ઉપર સૂનમૂન બેઠો રહેતો.

આલણદેનો બાપ માનશે, એ આશા હજુ દેવરે ખોઈ નથી.

× × ×

" ના, ના, મારી સાત ખોટયની એક જ દીકરીને એ ડોસલીના ગોલાપા કરવા સારૂ ઢોરની જેમ દોરી નથી દેવી. માવતરમાં ખાધાનું ને પહેર્યા ઓઢયાનું અઢળક સુખ લીધું, અને હવે એને એ રાંકના ઘરમાં જઈ થીગડાં પહેરવાં, ખરૂં ને ?"

"અરે આયરાણી, બેય જણાંને નાનપણની પ્રીત્યું છે, અને શું દીકરીને એ દુઃખી થાવા દેશે ? વળી આપણને કરીયાવર કરવાની કયાં ત્રેવડ નથી ?"

"આપણે સોને મઢીએ તો ય એ પીટયાં ઉતારી લેશે. એને એ તો છોડીયું છે, ઇ બેય આંકેલ સાંઢ જેવી નણંદું બાપડી દીકરીનાં ઘરાણાં લુંગડાં પહેરી ફાડશે. મારે એ નથી કરવું. હું તો અછો અછો સાયબીમાં દીકરીને દેવાની છું. અને આપણે કયાં ચિંતા છે ? સો ઠેકાણેથી આયરો અવાયા પડે છે."

"પણ છોડીનું મન...."

"એ તો અણસમજુ કહેવાય. બે દિ' આંસુ પાડશે. પછી વૈભવ ભાળશે ત્યાં બધુંય વિસારે પડી જાશે."

"ઠીક ત્યારે." કહીને આણલદેનો બાપ ડેલીએ ચાલ્યો ગયો.

× × ×

નેસને પાદર પરગામની બંદૂકો વછૂટી. ઢોલ ત્રાંસા ધડુક્યાં, શરણાઈઓના મીઠા સૂર મંડાયા. પરદેશી આયરની જાન, ગાજતે

વાજતે સામૈયે ગામમાં ગઇ, અને તરવારધારી મોડબંધાએ પોતાના ગોઠણ સુધી ઢળકતા લાંબા હાથે સાસરાની ઉંચી ઉંચી ડેલીએ ઉભા રહીને તોરણનું પાંદડું તોડયું. વરરાજાનાં તો બબ્બે મ્હોંયે વખાણ થાવા લાગ્યાં, અને આયરોની દીકરીઓએ ઓરડે જઇને આણલદેને વાત કરી, "બ્હેન, આવો આયર કોઇ દિ' ગામમાં પરણવા આવ્યો નો'તો. તું તો બહુ ભાગ્યશાળી."

રાંદલ માના અખંડ બળતા બે દીવડાની સામે બેઠેલી, ડીલ ભાંગી પડે એટલાં સોનાં રૂપાંમાં શોભતી આણલદેનાં બેય નેત્રોમાંથી ડળક! ડળક! આંસુડાં ચાલવા લાગ્યાં. દીવાની જ્યોત એ પાણીવાળી આંખોમાં ઝળહળી ઉઠી. અને રાંદલમાની મલકાતી મૂર્તિ સામે બે હાથ જોડીને મનમાં મનમાં આલણદે બોલી "હે મા! તું સુરજ ડાડાની રાણી થઇને આ ફજેતી થાવા દઇશ? તારાં સતના દીવડા બળે છે, ને શું હું ગાય ખાટકીવાઢે દોરાઇ જઇશ?"

માંડવા નીચે ગામોગામના આયરો એકઠા મળ્યા છે. નીખારેલ પાણકોરાંનાં નવાં લૂગડાં અને માથે પછેડીઓ પહેરી કેક જુવાનો કડીયાળી ડાંગ પછાડતા ટહેલા મારે છે. વરલાડડો ઢોલરો દસે આંગળીએ વેઢ પહેરી બાજઠ ઉપર વીરભદ્ર જેવો શોભે છે. સહુ ફુલગુલાબી થઇને ફરે છે. ફક્ત એક દેવરાના અંગ ઉપર જ ઉજળાં લૂગડાં નથી, કે નથી મ્હોં ઉપર જરીકે તેજ. દેવરો ભાનભૂલ્યો થઇને ભમે છે. બારી ઉઘાડીને આલણદે પછીતે નજર કરે છે, ત્યાં દેવરાને નીચે ઢળેલે માથે ચાલતો દેખે છે. કહે છે કે

આ બાઠાળા ભમે, (ઇ) રૂપાળાસેં રાચું નહિ,
( તું)ઢોલરીયો થઇને આણને માંડવ દેવરા!

"અરે દેવરા! આંહી ભમતારા આયરો રૂપાળા છે, પણ એ નાદાનોના રૂપથી હું રાજી થતી નથી. તું મારા માંડવા નીચે શીદ નથી મ્હાલતો?"

"આલણદે ! હવે તો ડોલરીયા થઈને ફરવાના દિ' વયા ગયા. હવે બળતાને શીદ બાળો છો બાઈ ? હવે તો ભૂલી જાવ. ને જ્યાં અંજળ દાણો પાણી લખ્યાં છે, તેની સાથે ફેરા ફરો, કંસાર જમો, ને સંસાર માંડો."

"અરે દેવરા !

**મળીયા મૂઢ ઘણુાય, મનસાગર મળીયા નહિ,**
**(તેની) તરસ્યું રહી તનમાંય, દલ અમારે દેવરા !**

વરઘોડીયાંને માયરે પધરાવ્યાં છે. ચોરીએ ચડી ચાર આંટા ફરવાનો સમય થયો છે. પણ આલણદેની કાયા સ્થિર નથી રહેતી.

**ફરતાં ચડે સું ફેર, મંગળ આંટા મન વન્યા**
**(મારી) આંખ્યુંમાં અંધેર, ચકડોળે ચિતડું ચડયું.**

વર–કન્યા કંસાર જમવા બેઠાં. પણ એ કંસાર તો કન્યાને મન વિષ જેવો છે:

**ચોરી આંટા ચાર, (હું) ફડફડતે હલડે ફરી**
**(પણ) કેમ જમું કંસાર, દઃખ માને સું દેવરો.**

શેત્રુજીને કાંઠે ઝાડવે ઝાડવાંની ને જળની માછલીઓની સાખે મેં જેની સાથે એક ભાણે બેસીને રોટલા ઘડવાના મીઠા કોલ દીધા, એ પુરૂષને ત્યજી, હું આજ કોની સાથે કંસારના કોળીયા ભરવા બેઠી ? અરેરે, આયરાણીના બોલનું શું આટલુંજ મૂલ ? વિચારી વિચારીને કન્યા ઝુરે છે. પણ કુળમરજાદનાં લંગર જેને પગે પડી ગયાં, તેનાથી નાસી છૂટાતું નથી.

જાન ઉઘલવાની થઈ છે. પાનેતરનો ઘુમટો તાણીને આલણદે ઓરડાની પાછલી પરસાળે થાંભલી ઝાલીને ઉભી છે. શું કરૂં ! જીભ કરડીને મરૂં ! કે છેડાછેડીની ગાંઠ છોડીને વનરા-

વનના મારગ લઉં ? એવા મનસૂબા ગોઠવે છે, ત્યાં દેવરો આવીને ઉભો રહ્યો.

"આલણદે, બાળાપણનો ભેરૂબંધ આજ છેલ્લી આશિષ દેવા આવ્યો છે.

સીધાવો ભલે સજણાં, લીયો લાખેણો લાવ,
દેવરા કેરા દાવ, અમ કરમે અવળા પડ્યા.

અંતર વલોવાઇ જતું હતું, તેને દબાવીને દેવરો કોઇ પ્રેત હસે તેમ ખડ ! ખડ ! હસ્યો.

"હાં ! હાં ! દેવરા ! જાળવી જા !

દેવરા દાંત મ કાઢય, દોખી તારા દેખશે,
થાશે હસવું ને હાણ્ય, વાતું બેયની વંઠશે.

"આલણદે ! હવે વળી વાત વંઠીને શી થવાની હતી ? હવે હતું એટલું તો બધું ય હારી ગયો. મારાં નાનપણથી સાચવેલાં રતન આજ રેલાઇ ગયાં. હવે શેની બ્હીક છે ? સીધાવો આલણદે ! અને હવે ભૂલી જાજો."

સસલી જેવી આલણદે વેલ્યમાં બેઠી. પૈં સિંચાણાં. નાળીએર વધેરાયાં. અને જોત જોતામાં તો વેલડું શેત્રુંજી કાંઠાનાં ઝાડવાં વળોટી ગયું. ઘુઘરમાળના રણકાર, આઘે આઘેના વગડામાં આલણદે રોતી હોય તેના રૂદન–સ્વર જેવા, પાદર ઉભીને દેવરો સાંભળતો રહ્યો.

" સજણ ચાલ્યાં સાસરે આંસુડાં ઝેરી,
પાડોસી હાલ્યાં વોળામણે માવતર થ્યાં વેરી.
માવતર થ્યાં વેરી ને કીયો
સુખદુઃખ મનમાં સમજી લીયો

"કે' તમાચી સૂમરો, ગયાં સાજણુ ને તજી ચે શેરી,
"સાજણુ ચાલ્યાં સાસરે આંસુડાં ઝેરી."

(૩)

નદીને તીરે ઝાડ ઉભાં છે. વેલ્યમાં બેઠેલી આલણદે એ ઘટામાં પણ પોતાના વાલમનાં સંભારણાં ભાળે છે. "આહાહા! આંહી આવીને નદી કાંઠે દેવરો રોજ સવારે દાતણ કરતો. ને હું એને તાજાં દોહીને ફીણાળાં દૂધ પાતી!

(આ) તરવેણીને તીર, (અમે) ઝાગ વનેય સરજ્યાં નહિ
(નીકર) આવતડો આહીર, દાતણ કરવા દેવરો.

"અરેરે! હું માનવીનો અવતાર પામી, તે કરતાં આ નદીને કાંઠે વનનું ઝાડવું સરજાઇ હોત તો કેવું સુખ થાત? રોજ મારો પ્રીતમ દેવરો દાતણ કરવા આવત ત્યારે હું મુંગું મુંગું ઝાડવું થઇને એનાં દર્શન તો કરત! મારી ડાળીઓ ઝુલાવીને એને વીંઝણો તો ઢોળત! મારી છાંયડી કરીને એનો તડકો તો ખાળત! પણ કર્મની કઠણાઇએ હું તો સ્ત્રીનો અવતાર પામી!"

બપોરના તડકા થયા. વૈશાખની લૂ વરસવા લાગી. જાનૈયા ભૂખ્યા થયા. નદી કાંઠો આવ્યો એટલે ટીમણ કરવા માટે ગાડાં છોડવામાં આવ્યાં. સહુએ ખાધું, તે પછી નદીને વીરડે સહુ જાનડીઓ પાણી પાવા ગઇ. એક પછી એક જાનડીએ વીરડો ઉલેચ્યો, પણ પાણી આછર્યું નહિ. જાનડીઓ અરસપરસ હોડ વદી કે

"એલી બાઇયું, જેને પોતાનો વર વા'લો હશે એને હાથે પાણી આછરશે."

રૂપાળા હાથની સુંવાળી સુંવાળી થપાટો વીરડાનાં ડોળાં પાણીને વાગવા લાગી. પણ પાણી તો એકેય આહિરાણીના

અંતરની વ્હાલપની સાક્ષી પૂરતું નથી. થાકીને જાનડીઓ સામસામી તાળીઓ આપવા લાગી. ત્યાં બે ચાર જણી બોલી,

" એલી એય, ઓલી વહુલાડડીને ઉતારો વેલ્યમાંથી હાથ ઝાલીને હેઠી. જોઇએ તો ખરા, ઇ નવી પરણીને આવે છે તે વર ઉપર કેવુંક હેત છે ? "

મનની વરાળને પાણી કરીને પાંપણે ટપકાવતી આલણદે વીરડાને કાંઠે આવી. આવીને મંત્ર બોલે તે રીતે મનમાં બોલીઃ—

(આ) વેળુમાં વીરડો ખુંદ્યો ન ખમે વીર
(પણ) આછાં આવજો નીર, જે દશ્ય ઉભો દેવરો !

"આ મારો વીર વીરડો, બીજી સ્ત્રીઓનાં ખુંદણ ખમી શકયો નહિ. એનાં પાણીને ચોકખાં કરવાનું કોઇથી ન બન્યું. અને હવે એને કેટલોક ખુંદવો ! હવે તો, હે વિધાતા ! જે દિશામાં મારો પ્રિયતમ દેવરો ઉભો હોય, તે દિશામાંથી આછાં નીરની સરવાણીઓ ચાલી આવજો ! "

એટલું કહીને જ્યાં આલણદેએ એક જ છાપવું ભરીને વીરડો ઉલેચ્યો, ત્યાં તો પોતાનાં પીયરની દિશામાંથી વીરડામાં આછી સેરો આવવા લાગી. દેવરાનો સંદેશો દેતી હોય તેમ સરવાણીઓ બડબડીયાં બોલાવી દેવરાના અંતર સરીખા ચોકખા પરપોટા પાણી ઉપર ચડાવવા લાગી. ઘડીક વારમાં તો વીરડો જાણે મોતીડે ભર્યો હોય, તેવી કાળી, વાદળી, લીલી, પીળી ને ધોળી કાંકરીઓ પાણીને તળીયે ચળકી રહી. આખી જાને આછું પાણી પીધું. જાનડીઓમાં વાતો ચાલી કે "વાહ રે વહુવારુનાં હેત ! ઢોલરો કેવો નસીબદાર ! "

× × ×

વરઘોડીયાંનાં સામૈયાં થાય છે. ઢોલરાનું કળશી કુટુંબ કુળવહુવારુનાં પગલાં થયાં જાણીને કોડે ઉભરાય છે, પણ વહુને તો એ હેતપ્રીતમાં ક્યાંયે ઝંપ નથીઃ

સામૈયાના સૂર પુલ-દડો ફાવે નહિ,
દેવરો મારે દૂર, ઢોલરે મન ઢળે નહિ.

વરઘોડીયાંને ફુલ દડે રમાડો ! ગલાલની કોથળીઓ ભરાવો ! ઢોલરાને લગનનો પૂરેપૂરો લાવો લેવરાવો ! કોડભરી લાડીને ઓછું ન આવવા દેજો ! પણ

મૂઠી ભરીને માર ગલાલનો ગોઠે નહિ,
અંતરમાં અંગાર દેવરા વણુ દાગી હિએ.

આલણદેનું શરીર ઢોલરાના હાથના ગલાલના માર શી રીતે ખમી શકે ? એને તો એ ગલાલની મૂઠીઓ સળગતા અંગારા સરખી લાગતી હતી. દેવરા વિના બીજાના હાથનો ગલાલ શે' સહેવાય ?

× × × ×

થંભ થડકે મેડી હસે, ખેલણુ લખી ખાટ
સો સજણાં ભલ આવીયાં જેની જોતાં વાટ

એવા ઉછાળા મારતા અંતરે ઢોલરો અધરાતે દાયરામાંથી છૂટો પડીને પોતાના ઝાકમઝોળ દીવડે દીપતા ઓરડા તરફ ચાલ્યો આવે છે. ઓરડામાં કેમ જાણે નાનકડું આભામંડળ ગોઠવાઇ ગયું હોય તેવું, ચારે ભીંતે ચોડેલ ચાકળા ચંદરવાનાં આભલાં ઉપર દીવાનું તેજ ચળકારા કરતું હોવાથી દેખાય છે. ક્યારની મારા પગલાંના અવાજ ઉપર કાન માંડીને આયરાણી આતુર હૈયે ઓરડાને બારણે ટોડલા ઝાલી ઉભી હશે, એવું ચિંતવતો ચિંતવતો ઢોલરો જ્યાં ઓસરીએ ચડે ત્યાં તો ઉલટું પોતાનું નવી વહુને મ્લાન ઢળેલે મોઢે ઓરડામાં બેઠેલી દેખીને ઢોલરાના ઉતાવળે ડગલાં દેતા પગ ઢીલા પડી ગયા. માતાએ ઉલ-

ટથી શણગારેલ ઓરડામાં આલણદેને શું કાંઇ ઉણપ લાગી હશે ! હસીને સામી ડગલાં માંડવાને બદલે સુનકાર હૈયે બેઠી કેમ રહી છે ? માવતરની લાડકવાયી દીકરીને મહીયર સાંભરતું હશે ! કે શું હું એને મનગમતો નહિ હોઉં ?

એવી ચિંતાએ ચડીને, સ્ત્રી જેમ પોતાના સ્વામીને મનાવવા કોમળ ઇલાજો કરે તેમ પુરૂષ ઉઠીને પરણેતરને રીઝવવા માટે મહેનત કરવા માંડ્યો.

"ચાલો આલણદે ! તારો ચોટલો ગૂંથી દઉં. તારા માથામાં ફુલેલ તેલનાં કચોળાં ઠલવું. ચાલ્ય, મન ઉપરથી ભાર ઉતારી નાખ."

એમ કહીને ઢોલરો અડકવા આવ્યો. ત્યાં તો હરણી પારાધીને દેખીને ફાળ ભરે તે રીતે આહિરાણી કુદીને આઘેરી જઇ બેઠી.

"કાં ?"

"કાં શું ?"

ચોટો ચાર જ હાથ ગૂંથ્યો ગોરે માણસે
(એનાં) ગુણની વાળેલ ગાંઠ દોરો છોડે દેવરો

"આયર ! આ ચોટલામાં તો બીજા હાથનો દોરો ગુંથાઇ ગયો અને ક્યારૂની એ ગાંઠ વળી ગઇ. હવે તું આઘેરો રે'જે. સંસારને સંબંધે હું તારી પરણેતર ઠરી છું ખરી, ને મરીશ ત્યાં સુધી તારા ઘરમાં રહી તારા ગોલાપા કરીશ. પણ તારો ને મારો છેડો ય અડવાના તો રામરામ જાણજે."

ઢોલરો સમજી ગયો. ઘુંટડો ગળી ગયો. પણ માન્યું કે થોડીક પંપાળીશ ત્યાં જૂની પ્રીત ભૂલીને નવા નેહ બાંધશે. એવું ચિંતવીને ફરીવાર ફોસલામણાં આદર્યાં :–

" આલણદે ! મુંઝા મા. ઉતાવળી થા મા. એમ કાંઇ આખો ભવ નીકળવાનો છે ? આપણે તો આયર વરણઃ જૂની વાતો ભૂલી જવામાં આપણને એબ નથી. આવ આપણે ચોપાટ રમીએ."

"ઢોલરા ! તું જેવો ખાનદાન આયર આજ શીદ ચીથરાં ફાડી રહ્યો છે ! તુંને ખબર નથી આયર, પણ

**સાવ સોનાને સોગઠે, પરથમ રમીયલ પાટ**
**(તદિ) હૈયું ને જમણો હાથ, હા'માં જીતેલ દેવરો**

" અમારી ચોપાટ તો ક્યારની રમાઇ ગઇ છે, એમાં મારૂં હૈયું ને જમણો હાથ, બે ય દેવરો જીતી ગયો છે. હવે હું શેણે રમું ?"

"કાંઇ નહિ આણલદે. તારૂં ચિત્ત ચકડોળે ચડયું છે. આજની રાત તું નીંદર કરી જા. મનના ઉકળાટ હેઠા બેસી જશે. લે તને ઢોલીયો ઢાળી દઉં. સુખેથી સુઇ જા. બ્હીશ મા. હું તારી મરજાદ નહિ લોપું. "

એમ કહીને ઢોલરે ઢોલીઓ ઢાળીને તે પર મશરૂની તળાઇ બિછાવી. પણ આલણદેને તો એ ગોખરૂની પથારી બરોબર છે.

**કીમ સોઉં સજણાં, મું સૂતે ય સખ નહિ**
**પાંપણનાં પરીયાણ ભાંગ્યા વણ ભાંગે નહિ**

" મારે શી રીતે સૂવું ? મારી બે પાંપણો નોખી પડી ગઇ છે, એ દેવરાનાં દર્શન કર્યા વિના તો ભેળી જ થાય તેમ નથી. પોપચાં બીડાવાની જ ના પાડે છે. જે દિ' એને જોશું, તે દિ' જ હવે તો ઝંપીને સૂશું, નીકર જીવતર આખું ય જાગ-વાનું જ છે. "

મનાવી મનાવીને ઢોલરાની જીભના કુચા વળી ગયા. મનોરથ જેના મનમાં માતા નથી એવો ફાટતી જુવાનીવાળો આહિર આજ પરણ્યાની પહેલી જ રાતે પોતાની પરણેતરના આવા આચાર દેખીને અંતરમાં વલોવાઇ ગયો. એનાં રૂંવાડાં બેઠાં થઇ ગયાં. એના શરીરમાં થરેરાટી છૂટી. અને હોઠ કમ્પવા લાગ્યા. ધીરે ધીરે ક્રોધ ઉપડવા લાગ્યો. આંખો ત્રાંબાવરણી થઇ ગઇ.

"અરરર ! એક સ્ત્રીની જાત ઉઠીને આટલી હદ સુધી મને તરછોડે ? પરણ્યા પછી પણ પારકા પુરૂષનું નામ ન છોડે ? એમ હતું તો મને પ્રથમથી કાં ન ચેતાવ્યો ? મારી ફજેતી શીદ બોલાવી ? મને ટળવળતો કાં કરી મેલ્યો ? બલાત્કાર કરૂં ? ચોટલે ઝાલીને બહાર કાઢું ? કે આંહી ને આંહી કટકા કરૂં ?"

થર ! થર ! થર ! થર ! આખું અંગ ધ્રૂજી ઉઠયું. ધગધગતા શબ્દો હોઠે આવીને પાછા વળી ગયા.

"ના, ના, જીતવા ! એમાં એનો શો ગુન્હો ! જન્મનો જે સંગાથી હતો, એના પરથી સ્ત્રીનું હેત શી રીતે ખસે ? આખો ભવ બાળીને પણ આંહી કુળ મરજાદને કાજે મારાં વાસીદાં વાળવા જે તૈયાર થઇ છે, એ શું મારવા લાયક ? કે પૂજવા લાયક ? હું ભૂલ્યો. મારા સ્વાર્થે મને ભાન ભૂલાવ્યું. આવી જોગમાયાને મેં દુભાવી !"

અંતરમાં ઉછળેલું બધુંય વિષ પી જઇને ઢોલરો બહાર નીકળ્યો. ઓસરીમાં પથારી નાખીને ઉંઘી ગયો. આલણદેએ આખી રાતનું જાગરણ કર્યું

ભળકડું થાતાં તો આલણદે ઘરનાં કામકાજમાં સહુની સાથે લાગી પડી. છાણના સુંડા ભરી ભરીને ભેળા કરવા માંડી, વાળવા લાગી અને તેવતેવડી નણંદોની સાથે છાશનું વલોણું ધૂમાવવા લાગી. સાસુજીએ ઉઠીને નવી વહુને ધૂળ રાખમાં રોળાતી દેખી.

"અરે દીકરા, આવીને તરત કે કાંઇ વાસીદાં હોય? મેલી દે સાવરણી. હમણાં તો બેટા, તારે ખાવા પીવાના ને હરવા ફરવાના દિ' કેવાય."

"ના બાઇજી, મને કામ વગર ગોઠે નહિ. પાંચ દિ' વેલું કે મોડું, કરવું તો છે જ ને!"

વહુના હાથ અડયા, ત્યાં ત્યાં જાણે મોતીડાં વરસ્યાં. સાસુ ને નણંદો તો હોઠે આંગળી મેલીને ટગર ટગર જોઇ જ રહી, કે ઓહોહો! કેવી ચતુર વહુ આવી છે!

પણ વચ્ચે વચ્ચે વહુના હાથમાં સાવરણી ને નેતરાં થંભી જાય છે. વહુને કોઇ બોલાવે તો એ સાંભળતી નથી. આંખો કોઇ જાણે ક્યાંય ફાટી રહે છે. એ વાતનું ધ્યાન કોઇને નથી રહ્યું.

જમવા ટાણું થયું છે. સાસુએ હોંશે હોંશે જુઇના ફુલ જેવા ચોખા રાંધ્યા છે. "વહુ, દીકરા, થાકી ગઇ હઇશ, માટે બેસી જા ફળફળતા ચોખા ખાવા."

ચોખામાં તપેલી ભરીને ઘી રેડયું. દળેલી સાકર છાંટી. પણ કોણ જમે! વહુ તો બેઠી બેઠી લવે છે કે

**ઉનાં ફળફળતાં ય ભોજનીયાં ભાવે નહિ**
**હેતુ હૈયામાંય દાઝે સૂતેલ દેવરો**

"અરે રે, ઉનાં ભોજન તો હું શી રીતે જમું? મારા અંતરમાં દેવરો સૂતો છે, તેની કોમળ કાયા એ ઉના કોળીઆથી કયાંઇક દાઝી જાય તો?"

એવી વ્હાલાની વિજોગણ એક બાજુથી ખાતી પીતી નથી, ને બીજી બાજુ કુળધર્મનું જતન કરવાનું કયાં યે ચૂકતી નથી. પણ દિવસ પછી દિવસ વીતતા ગયા, તેમ તેમ એનું ચિત્ત ચકડોળે ચડવા લાગ્યું. અંતરના ઉત્પાત સંતાડવા આલણદે બહુ બહુ મથી. પણ એનું ચિત્તભ્રમ ઉઘાડું પડવા લાગ્યું.

મોતીની ઈંઢાણીને માથે ત્રાંબાની હેલ્ય મેલી સૈયરોના સાથમાં પાદરને કુવે પાણી ભરવા જાય છે, બધી સૈયરો આઠ આઠ બેડાં ભરીને ચાલી જાય છે. તો યે આલણદેની એક પણ હેલ્ય હજુ ભરાતી નથી. પાણીમાં જાણે કે દેવરાનો પડછાયો પડયો હોય, ઝાડવામાં જાણે દેવરો પારેવું બનીને ઘૂઘવાટા કરતો હોય, વાદળાંમાંથી જાણે દેવરો આંસુડાં વરસાવતો હોય, દિશાઓ જાણે દેવરાની બવાયલી છાતીના રૂધિરથી રંગાઇને રાતી થઇ ગઇ હોય, એવી કલ્પના કરતી કરતી આલણદે ઉભી રહે છે. સીંચણ હાથમાં થંભી રહે છે. એમ ને એમ દિવસ આથમે છે, કુવામાં પડછાયો દેખાતો બંધ થાય છે, પારેવાં ઘુઘવાટ મેલીને માળામાં લપાય છે, વાદળાં વિખરાય છે. દશાઓ ઉપર અંધારાના પડદા ઉતરે છે, ત્યારે આલણદે ઠાલે બેડે ઘરે આવે છે, અને સાસુના ઠપકા સાંભળીને લવે છે કે

સીંચણ ચાલીસ હાથ પાણીમાં પૂગ્યું નહિ
વાલ્યમની જોતાં વાટ દિ' અથમાઅ્યો દેવરે

“ હે બાઇજી ! સીંચણ તો ઘણું ય ચાલીસ હાથ લાંબુ હતું. પણ પાણીને પહોંચ્યું જ નહિ. મારો દિવસ તો દેવરાની વાટ જોવામાં જ આથમી ગયો. ”

નિસાસો નાખીને સાસુ બોલ્યાં કે “ અરેરે ! આ હરાયું ઢોર આંહી ક્યાંથી આવ્યું ? આનું તો ફટકી ગયું લાગે છે આ તો મારૂં કુળ બોળાવવાની થઇ ! ”

(૩)

સાજણ ચાલ્યાં સાસરે, આડાં દઇને વંન
રાતે ન આવે નિંદરા દિ'નાં ન ભાવે અન્ન

દિ'નાં ન ભાવે અન્ન તે કોને કહીએ
વાલાં સજણાંને વેણે વળગ્યાં રહીએ

સાંજનું ટાણું છે. દેવરો પોતાના ઘરની ઓસરીએ બેઠો છે. ડોસી આવીને પૂછે છે કે

" ગગા, આજ તો તારા સારૂ જારનો ખીચડો મેલું છું. ભાવશે ને ? "

" માડી, મને ભૂખ નથી લાગી. "

" ભૂખ કેમ ન લાગે બેટા ? ફડશ રોટલો લઇને સીમમાં ગયો'તો, એમાં શું પેટ ભરાઇ ગયું ? "

" પણ માડી, હમણાં મને પેટમાં ઠીક નથી રહેતું. "

" બાપુ ! ગઇ વાતને પછે ભવ બધો સંભાર્યા જ કરાય છે ? હવે તથ્યા મેલી દે ને એ વાતની ? "

" ના મા, એવું કાંઇ નથી. " એટલું બોલતાં દેવરાને ગળે ડુમો ભરાઇ આવ્યો.

દેવરાની બે જુવાન બ્હેનો ઓસરીના ખારણીયામાં ખીચડો ખાંડતી હતી તેની આંખમાં પણ ભાઇનું ગળેલું શરીર જોઇ જોઇને જળજળીયાં આવી ગયાં.

" ઠીક માડી, ખીચડો કરજો. સહુ ભેળાં બેસીને આજ તો ખાશું. "

" બસ મારા બાપ ! "

ડોસીને તો જાણે કે બારે મેઘ ખાંગા થઇ ગયા.

બરાબર એ ટાણે એક બાવો ને બાવણ એકતારો વગાડતાં વગાડતાં ચાલ્યાં આવે છે, ને એના ભજનનાં વેણ સાંભળીને દેવરાના કાન ચમકે છે:—

પેલા પેલા જુગમાં રાણી, તું હતી પોપટી ને,
અમે રે પોપટ રાજા રામના.
ઓતરા તે ખંડમાં આંબલો પાકયો ત્યારે,
સડલે મારી મને ચાંચ, રાણી પીંગલા.

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરીયા ને,
તું ય નો હાલી મોરી સાથ, રાણી પીંગલા.
હનડા સંભારો ખમ્મા ! પૂરવ જલમના સેંવાસના !

દેવરાને ભજન બહુ પ્યારૂં લાગ્યું. એણે બાવા–બાવણને બોલાવી પોતાની ઓસરીએ બેસાડયાં. ભજન આગળ ચાલ્યું:—

બીજા બીજા જૂગમાં તું રાણી મૃગલી ને
અમે મૃગેશ્વર રાય, રાજા રામના.
વનરા તે વનમાં સાંધ્યો પારધીડે ફાંસલો ને,
પડતાં છાંડયા મારા પ્રાણ રાણી પીંગલા.

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરીયા ને,
તોય નો આવી તું મોરી પાસ, રાણી પીંગલા.
હનડા સંભારો ખમ્મા ! પૂરવ જલમના સેવાસ રે !

સાંભળી સાંભળીને દેવરાની છાતી વીંધાવા લાગી:—

ત્રીજા ત્રીજા જૂગમાં રે તું રાણી બ્રામણી ને,
અમે હતા તપેસર રાય રે.
કંડળીક વનમાં રે ફુલ વીણવા ગ્યાં'તાં મને
ડસીઅલ કાળુડો નાગ, રાણી પીંગલા.

ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરીયા ને,
તોય ન આવી તું મોરી પાસ, રાણી પીંગલા.
હનડા સંભારો ખમ્મા ! પૂરવ જલમના સેવાસ રે !

ચોથા ચોથા જુગમાં તું રાણી પીંગલા ને,
અમે ભરથરી રાય રે.

ચાર ચાર જુગનો ઘરવાસ હતો રે,
તોય નો હાલી તું મોરી સાથ, રાણી પીંગલા.
દનડા સંભારો ખમ્મા ! પૂરવ જલમના સેંવાસ રે !

આડોસી પાડોસી તમામ ભજન ઉપર થંભી ગયાં છે. દેવરા જેવો વજ્રની છાતીવાળો જુવાન પણ આંસુડાં વહાવી રહ્યો છે. ઘરમાં ઘરડી મા રડે છે, ઓસરીમાં જુવાન બે બહેનો રૂવે છે, પાલવડે આંસુડાં લૂછતાં જાય છે, "તોય નો આવી તું મોરી પાસ" ના પડઘા ગાજી રહ્યા છે, તે વખતે વેલ્યની ઘુઘરમાળ રણકી, અને ડેલીએ જાણે કોઈએ પૂછ્યું કે "દેવરા આયરનું ઘર આ કે ?"

પોતાનું નામ બોલાતાં તુર્તજ દેવરો ડેલીએ દોડયો અને કોઈ પરદેશી પરોણાને દેખીને, ઓળખાણ નહોતી છતાં વહાલું સગું આવ્યું હોય તેવે અવાજે કહ્યું,

"આવો બા, આવો, આ જ ઘર રામ ધણીનું, ઉતરો."

ઠેકડો મારીને ગાડાખેડુ નીચે ઉતર્યો. બે ય જણા ખંભે હાથ દઈને ભેટયા. બળદનાં જોતર છોડી નાખ્યાં. મહાદેવના પોઠીઆ જેવા રૂડા, ગરૂડના ઇંડા જેવા ધોળા, અને હરણ જેવા થનગનતા બે બળદને, અમુલખ ભરતભરેલી ઝૂલ્યો ઉતારી લઈને દેવરે ગમાણમાં બાંધી દીધા. નાગરવેલ્ય જેવું, આષાઢ મહિનાનું નીલું ઘાસ નીર્યું. ગળે ઘુઘરમાળ બાંધેલી તે ગજવતા બેય બળદ ખડ બટકાવવા મંડયા. અને પછી હીંગળોકીયા માફાનો પડદો ઉંચો કરીને કંકુની ઢગલીઓ થાતી આવે તેવી પાનીઓવાળી એક જોબનવંતી સ્ત્રી નીચે ઉતરી. વેલ્યનો ગાડાખેડુ મોખરે ચાલ્યો, સ્ત્રીએ પાછળ પગલાં દીધાં. અજાણ્યો ગાડાખેડુ ઓસરીએ ચડયો, અને ડોસીને ટૌકો કર્યો,

"આઈ, આ અમારી બ્હેનને પોંખી લ્યો."

ચકિત થતાં ડોસી બહાર આવ્યાં. આ બ્હેન કોણ? પોંખણાં શેનાં? આ ગાડાખેડુ કયાંનો? કાંઇ સમજાતું નથી. ગાડાખેડુએ પોતાની સાથેની સ્ત્રીને કહ્યું,

"બોન, બાપ, સાસુને પગે પડ."

યુવતીએ ડોસીના પગમાં માથું ઢાળી દીધું. વગર ઓળખ્યે ડોસીએ વારણાં લીધાં. દેવરાની બન્ને બ્હેનો મહેમાનને ઘરમાં લઇ ગઇ. અને દેવરો તો ઓસરીએ આવીને ઢાલરા સામે ચકળ! વકળ! તાકી જ રહ્યો.

"ઓળખાણ પડે છે?" ઢાલરાએ પૂછ્યું.

"થોડી થોડી! તાજા જ જોયા હોય એવી અણસાર છે."

"હું ઢાલરો, દેવરા! તારૂં હતું તેને હું ચોરી ગયેલો. તે આજ પાછું દેવા આવ્યો છું."

"શું ભાઇ?"

"તારૂં જીવતર! તારી પરણેતર."

"મારી પરણેતર?"

"હા બાપ, તારી પરણેતર. દેવતાની સાખે તને વરેલી તારી પરણેતર. મેં તો ભૂલથી વેચાણ લીધેલી. વહેવારને હાટડે માનવી વેચાતાં મળે છે, પણ માનવીએ માનવીએ ફેર છે, એની મને જાણ નહોતી દેવરા!"

"આયર! ભાઇ!" એટલું જ બોલાયું. દેવરાની છાતી ફાટવા લાગી.

"દેવરા, જરાય અચકાઇશ મા. પરણ્યો ત્યારથી જ એ તો માની જણી બોન રહી છે. તેત્રીસ કરોડ દેવતા સાખ પૂરે છે."

કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં હતાં. તેને લૂછતો લૂછતો દેવરો કાંઇક વિચારે ચડી ગયો. પછી મનમાં કાંઇક નક્કી કર્યું હોય, એવે અવાજે પોતાની માને સાદ પાડયો,

"માડી ! બેય બોનુંને પાનેતર પહેરાવો અને કટંબને બોલાવો. ઝટ કરો. સમો જાય છે."

ઢોલરો ચેત્યો. "અરે ભાઇ, આ તું શું કરછ ? હું આટલા સાટું આવ્યો'તો ?"

"તું ! ઢોલરા, તેં તો એવી કરી છે કે મારૂં ચામડું ઉતરડી તારી સગતળીયું નખાવું તો ય તારો ગણ ન જાય. અને તારા જેવા આયરને મારી બોનું ન દઉં તો હું કોને દઇશ ?"

"પણ ભાઇ, એ—"

"બોલ મા, બાર હોત તો ય ઓછી પડત."

દીકરીયું દેવાય, વવું દેવાય નહિ,
એક સાટે બે જાય, ઢાલ માગે તો ય ઢોલરો

"ઢોલરા, ભાઇ, દીકરીઓ તો દેવાય, પણ પોતાની પરણેતરને પાછી આણીને સોંપી દેવી, એ તો મોટા જોગી જતિથી યે નથી બન્યું. હું બે આપું છું, તો પણ તારૂં લેણું તો મારા ઉપર ચડેલું જ જાણજે."

ઘડીયાં લગ્ન લેવાણાં. થડોથડ બે માંડવા નખાણા. એકમાં દેવરા અને આલણદેની જોડ બેઠી : બીજામાં ઢોલરા અને દેવરાની બે બ્હેનોની ત્રિપુટી બેઠી. જોડાજોડ વિવાહ થયા. અને પછી તો એ પાંચ છોકરાં, ને છઠ્ઠી ડોસી, છયે માનવીની છાતીઓમાં સુખ ક્યાંય સમાયાં નહિ, છલકાઇ ગયાં. સહુએ સાથે બેસીને જારનો ખીચડો ખાધો.



# રખાવટ



કુંકાવાવ ગામના અવેડા ઉપર પચીસ ઘોડાં ચહક! ચહક! પાણી પીયે છે. અસવારે ઢીલી મેલી દીધેલી લગામો પાણીમાં પલળી રહી છે. ઘોડાંનાં શરીર પરસેવે રેબઝેબ છે, તેમજ અસવારોનાં કપડાં પણ ભીંજાઇ ગયાં છે. આખી વ્હાર કોઇ પંદર વીસ ગાઉનો લાંબો પંથ કરીને ચાલી આવતી લાગે છે. પ્રાગડના દોરા ફુટતા હોવાથી, કુંકાવાવ ગામના ખેડુઓ સાંતી જોડી, વૈશાખ મહિનાને ટાઢે પહોરે ખેતર ખેડવા માટે ઉતાવળે ઉતાવળે ચાલ્યા જાય છે.

"આંહીથી દેરડી કેટલી રહી?" અસવારોમાં જે મોવડી હતો તેણે થાકેલે અવાજે પોતાના સાથીઓને પૂછ્યું.

"બાપુ, દેરડી હજુ ત્રણ ગાઉ આઘી રહી." પાસવાનોએ જવાબ દીધો

"ઓહોહો! હજી ત્રણ ગાઉ?"

"બાપુ, ઘોડાં દબાવ્યાં એટલે દેરડી આવ્યું સમજો ને? જરા ચોંપથી લીધે જશું."

"પણ ભાઇ, મને તો ચાર દિ'ની લાંઘણ હોય એવી ભૂખ લાગી છે. હવે તો રગું ત્રૂટે છે." ભૂખ્યા થયેલા જુવાન સરદારે એમ કહીને એક બગાસું ખાધું. એની આંખમાં અંધારાં આવી ગયાં.

"ખમા બાપુને! હવે દેરડી ઢૂકડું જ છે. બાપુ વાટ જ જોતા હશે. જાતાં વેંત શીરામણી ઉપર બેસી જાઇએ. આંહી અંતરીયાળ તો બીજું શું થાય?"

આમ વાતો થાય છે, અને ઘોડાં પાણી ચસકાવી ચસકાવીને લાદ કરે છે, ત્યાં એક ખેડુતે તુર્ત સાંતી ઉભું રાખ્યું. પાછલા અસવારને પૂછી લીધું કે "કયા ગામના દરબાર છે?"

"ગોંડળ, બાપુ સગ્રામજીના કુંવર પથુભાભાઇ છે."

"તે શું છે?"

"ભાઇ ભૂખ્યા થયા છે."

એટલું જાણીને તુર્ત જ પટેલ કુંવર તરફ ફર્યો. રામ રામ કરીને કહ્યું કે "બાપુ, ભૂખ લાગી હોય તો પછી આ પણ ગોંડળનું જ ગામ છે ને! આંહી કયાં વગડો છે? સહુને ઘેરે ગોંડળનો જ પ્રતાપ છે. પધારો ગામમાં."

"પણ બાપુ વાટ જોઇ રહેશે."

"અરે બાપુ, ઘુબાકે રોટલા થઇ જાશે. નાડા વા' સૂરજ ચડે, એટલે ચડી નીકળજો ને?"

"સારૂં, ચાલો ત્યારે."

બટ દઇને પટેલે સાંતી પાછું વાળ્યું. મોખરે પોતે, ને પાછળ પચીસ અસવારોનો રસાલો: એમ આખી મંડળી પટેલની ડેલીએ આવી. ચોપાટમાં ઢાલીઆ ઢાળી, માથે ધડકીઓ પાથરી, ગોંડળના કુંવરને બેસાડયા. ચૂલો ચાલતો થયો. ભેંસો દોવાઇ ગઇ. દળેલી સાકરની ડબરીઓ ભરાઇ ગઇ. ગોંડળના

કુંવરે બે બગાસાં ખાધાં ત્યાં તો પટેલે સાદ કર્યો કે "પધારો બાપુ બાજઠ માથે."

કણબીએ ઉલટભેર તૈયાર કરેલી સાદી પણ સાચા અંતરની મીઠપથી ભરેલી મહેમાની માણીને કુંવર ઉભા થયા. કોઠો ઠરીને હીમ થઈ ગયો. પોતાની વસ્તીને આવી હેતાળ અને આવી રસકસભરી જોઇને પોતાને મનમાં મોટી મોજ આવી ગઇ. મનમાં થયું કે

"અરે, હું આવતી કાલનો ગોંડળનાં બારસો પાદરનો ધણી આજ જેને ઘરે હાથ એઠા કરૂં, એની સાત પેઢીનું દાળદર ભુક્કા ન થઇ જાય, તો ગોંડળનું બેસણું લાજે ને !"

"પટેલ, ગામના તળાટીને બોલાવો."

તળાટી વાણીયો આવ્યો.

"તળાટી, દોત કલમ અને દસ્તાવેજનો કાગળ લાવો."

તળાટી કાગળીયો લાવ્યો.

"હવે એમાં લખો, ક કુંવર પથુભા ભૂખ્યા થયા હતા, તે પટેલને ઘરે આજરોજ શીરામણી કરવા ગયા, તે બદલ કુંકાવાવ ગામને ઓત્તરાદે પડખે ચાર વાડીના કોસ ચંદ્ર સૂરજ તપે ત્યાં સુધીને માટે માંડી દીધા છે, અને તે અમારા વંશ વારસોએ પેઢી દર પેઢી પાળવાના છે. ન પાળે એને માથે ચાર હત્યા."

તળાટી તો લખાવ્યું તેમ લખતો જાય છે. વચ્ચે વચ્ચે માથું ઉંચું કરીને પોતાનાં ભાંગેલ ડાંડલીવાળાં ચશ્માંની અંદરથી પટેલની સામે આંખના મીંચકારા મારતો જાય છે, પટેલનું મ્હોં આ બધી મશ્કરી દેખીને ઝંખવાણું પડતું જાય છે. એમ કરતાં દસ્તાવેજ પૂરો થયો. તળાટીએ લીલા અક્ષરો ઉપર રજીયામાંથી રેતી છાંટી, ખોંખારો ખાઇ, કાગળીયો આગળ ધર્યો અને કહ્યું, "દ્યો બાપુ, મારો મતું."

પથુભા કુંવરે પોતાની સહી કરી. દાઢ ભીંસીને તળાટી બોલવા લાગ્યો કે " વાહ ! રંગ છે ગોંડળના ખોરડાને. એ તો એમજ છાજે ને ? જેને પાણીએ બાપુ હાથ વીછળે એનાં દાળદર તો દરિયાને સામે કાંઠે જ વયાં જાયને ? રંગ છે બાપુને."

વાણીઓ બોલે છે, અને એને વેણે વેણે પટેલના મુખ પરની અકેકેક કળા સંકેલાતી જાય છે. કુંવરની ભ્રમણા ભાંગવા માટે પટેલ તલપાપડ થઇ રહ્યો છે, પણ સાચી વાતની જાણ થાતાં કુંવરને ભારી ભોંઠામણ આવશે, એવી બ્હીકે પટેલ મુંગો જ બેઠો રહ્યો. થોડીવાર રહીને કુંવર ઘોડે ચડયા. પોરસથી પહોળાયલી છાતીએ કુંવરે પટેલને રામ રામ કરી દેરડી ઉપર ઘોડાંને હાંકી મૂકયાં.

"લ્યો પટલ, આ ચાર વાડીનો દસ્તાવેજ ઘોળીને પી જાજો." એમ કહીને તળાટીએ સરખી ઘડય વાળી કાગળીયો પટેલને આપ્યો. "લ્યો, સમજ્યાને પટેલ, આ દસ્તાવેજ દૂધમાં ડોઇને શીરાવી જાજો !"

પટેલ શું બોલે ? પોતે આ આખી વાતની મુર્ખાઇ સમજે છે. પટેલ મુંગા રહ્યા એટલે તળાટીને વધુ શૂરાતન ચડયું.

"ડોઇને પી જાજો, સમજ્યાને ? સાત પેઢી સુધી ચાર વાડી-યુંના ઘઉં ચાવજો સમજ્યાને ? હા...હા...હા....હા ! જોજો ગગો ચાર વાડીયુંના કોસ દઇ ગ્યો ! જાણે બાપાની કુંકાવાવ હશે, ખરૂંને ? બાપુ જગાવાળાનું ગામ ! અને એની ચાર વાડીયું ગગો ઇનામમાં દેતો ગયો ! લાજ્યો નહિ ?"

" અરે પણ શેઠ, તમે તે આ શું લવરી કરો છો ? એને બાપડાને ખબર નહોતી અને ભૂલ કરી તો શું થઇ ગયું ? તમે પોતે કેવા મુરખ, કે એને વાતનો ફોડ પણ ન પાડયો. ને ઉંધું માથું રાખીને માંડયા દસ્તાવેજ ઢરડવા ?"

"હં અં ! પટલ ! હું સમજું છું. તમે શેર ચોખા વાવર્યા, તે તમારે તો આખું ગામ મળવાની લાલચ હશે !"

"અરે માળા લબાડ ! તું તે શું રાળી રહ્યો છો ? આપણા ગામને પાદરથી અઢાર વરણનું એક પણ માનવી ખાધા વગર કોઇ દિ' જાય નહિ, તો પછી આ તો ગોંડળનો ગાદી વારસ હતો ! એમાં શું મને લાલચ હતી ? જરાક ભગવાનનો તો ભો રાખ્ય ?"

"હં...અં ! અમે સમજીએ છીએ ! પટલ, તમારે ગામ જોતું'તું તે લ્યો, આ દસ્તાવેજ ડોઇને શીરાવી જાજો. કોઠો ઠરશે. સમજ્યાને ?"

કાળજું કાપી નાખે તેવાં મર્મનાં વચન કાઢતો કાઢતો વાણીઓ તો ચાલ્યો ગયો, અને પટેલ પણ પેટમાં કશા દુઃખ ધોખા વગર પાછો સાંતીડું જોડીને કામે વળગ્યો. પરંતુ વાત તો વાયે વાયે જેતપૂર પહોંચી ગઇ. જેતપૂરના ભાગીદાર દરબાર જગાવાળાને જાણ થઇ કે આપણી કુંકાવાવની અંદર ગોંડળના પાટવી કુંવર પથુભાએ પટેલને ઘેરે શીરામણ કર્યાના બદલામાં, ભૂલ ભૂલથી કુંકાવાવને પોતાનું ગામ માનીને, દસ્તાવેજ કરી આપણી ચાર વાડીઓ પટેલને 'જાવચ્ચંદ્રદિવાકરા' માંડી દીધી ! અને તે પછી બાપડા પટેલને માથે ગામના તળાટીએ માછલાં ધોયાં !

ખડ ! ખડ ! ખડ ! ખડ ! આખો દાયરો ગોંડળના કુંવરની નાદાની ઉપર દાંત કાઢવા લાગ્યો. અને દરબાર જગાવાળાએ પણ જરાક હોઠ મરકાવ્યો.

"પણ બાપુ, તળાટીએ પટેલને બહુ બનાવ્યા. ગામ આખાને ભારે સુવાણ કરાવી."

"એમ કે બા ? ઠીક, ત્યારે તો આપણેય રમોજ લઇએ. આંહી બોલાવો ઇ પટેલને અને તળાટીને. ઓલ્યો દસ્તાવેજ પણ સાથે લાવવાનું લખજો."

આ રીતે દરબારે હુકમ દીધો. દરબારના મન ઉપર કાંઇક ક્રોચવણ પણ દેખાણી.

માણસ કુંકાવાવ ગયો. તળાટીને કહે કે "બાપુ તેડાવે છે."

"કાં ?"

"ઓલ્યો દસ્તાવેજવાળો ચુગલો કરવા."

તળાટી હરખમાં આવી ગયા. પોતાની ગમ્મત ઉપર બાપુ ફિદા થઇ ગયા હોવાની વાત સાંભળીને તૂર્ત જેતપુરની તૈયારી કરી. પરંતુ બીજી બાજુ પટેલને તો પોતાની ફજેતી થાશે એમ સાંભળીને મરવા જેવું થઇ પડયું. પણ શું કરે ? ધણીનો હુકમ હોવાથી જવું પડયું. રસ્તામાં વાણીઓ એનો જીવ લઇ ગયો.

દાયરામાં જઇને બે ય જણા ઉભા રહ્યા, ત્યાં તો હસાહસનો પાર ન રહ્યો. પટેલ નીચું જોઇ ગયો. અને વાણીઆની જીભ તો માણકી ઘોડીની માફક વ્હેતી થઇ ગઇ.

બાપુએ પૂછયું કે "કાં તળાટી, શું હકીકત બની ગઇ ?"

"બીજું શું બાપુ ? પટલને આપણા ગામની ચાર વાડીયું ઇનામમાં મળી !"

" કોના તરફથી ? "

" ગોંડળના પાટવી કુંવર તરફથી ! "

" તે હવે શું ? "

" હવે પટલ દસ્તાવેજને ડોઇને શીરાવી જાય. બીજું વળી શું ? યાં કયાં લીલાંછમ માથાં વાઢીને કુંકાવાવ લેવા પથુભાનો દાદો આવ્યો'તો ? માટે પટલ ! ડોઇને પી જાઓ ! સમજ્યાને ! "

"જોઉં ક્યાં ગળીયો ?" કહીને દરબારે દસ્તાવેજ લીધો. વાંચ્યો. એની મૂછો ફરકવા માંડી. કહ્યું "ઠીક, લાવો એક ત્રાંબાનું પતરૂં."

પતરૂં હાજર થયું.

"આ દસ્તાવેજનું વેણે વેણ એ પતરામાં કોતરી કાઢો, અને નીચે ઉમેરો કે

"કુંવર પથુભાએ કરી દીધેલ આ લેખ અમારી પેઢી દર પેઢીએ, જેતપૂરની ગાદી તપે ત્યાં સુધી પાળવો છે. ન પાળે એને માથે ચાર હત્યાઉં."

તળાટી કાળો ધબ થઇ ગયો. મૂછ માથે હાથ દઇને દરબાર બોલ્યા,

"અને પથુભા કુંવરને કાગળ લખો, કે તું સગ્રામજીનો દીકરો, ઇ મારો યે દીકરો : તું દેતાં ભૂલ્યો. આખી કુંકાવાવ આંડી દીધી હોત તો પણ હું પાળત. ન પાળું તો કાઠીના પેટનો નહિ."

"અને તળાટી તુંને ! હીંગતોળને હું શું કહું ? મારા લાખ રૂપીઆના કણબીનું માથું વઢાવવા ઉભો થયો છો ? યાદ રાખજે, પગ ઝાલીને બે ઉભા ચીરા કરી નાખીશ. એલા, પાદર નીકળેલ પરોણાને એણે રોટલો નીર્યો, એમાં તારો ગુન્હો કરી નાખ્યો એણે ? ખબરદાર, જો હવે કાંઇ બોલ્યો છો તો ?"

ઠાકોર સગ્રામજી અને પથુભા કુંવર બેઠા છે ત્યાં જગાવાળાનો કાગળ પહોંચ્યો. કુંવરને પોતાની ભૂલ માલૂમ પડી. એણે સામો કાગળ લખ્યો કે

"શાબાશ કાકા ! રખાવટ તે આનું નામ. બાપુએ લખાવ્યું છે કે, પેટલા ગામમાં આપણે જમીનનો કજીઓ છે, તેનો આજથી અંત આવે છે. પેટલા ગામનો ગોંડળનો ત્રીજો ભાગ આજથી અમે તમને આંડી દઇએ છીએ.

× × ×

કુંકાવાવના એ કણબીના વારસો હજુ હમણાં સુધી એ ચાર વાડીનો કપાળ ગરાસ ભોગવતા હતા. પણ હમણાં એજન્સીના મેનેજમેન્ટમાં એ જમીન ખાલસા કરવામાં આવી કહેવાય છે.

# રતન ગયું રોળ !



“ભણેં ચારણ્ય ! જોઇ લે, આપડા મલકને માથે મેવલાની શેડયું નીકળીયું ! જો, જો, મોળો વાલોજી સાચાં મોતીડાં જ વરસેં રીયો છે હો ! ખમા મોળી આઇને ! હવે ભીંસું હાથણીયું થાશે હો ચારણ્ય ! હાલો આપડે દેશ.”

આષાઢીલા મેહૂલાને પોતાના મુલક પર વરસતો નિહાળીને દુકાળ ઉતરવા માટે ગુજરાતમાં ગયેલા એક નેસવાડીયા ચારણનું અંતર આવા કલ્લોલ કરી ઉઠયું છે. અને પડખે જ પોતાની પાડીની ખરીઓ ઉપર તેલ ચોપડતી જુવાન ચારણી મરક ! મરક ! હસીને મર્મ કરે છે કે “ચારણ, ભણેં કયાંક તોળી ડાગળી ખસેં જાતી નહિ !”

“સાચોસાચ ચારણ્ય, માલધારીયુંનાં મનડાં થર્ય ન રે’ ઇમો ભલો મે ત્રાટકતો સૈં હો ! મોરલાનાં ગળાં આમાં કીમાં ગૃંજતાં હશે ! આજ તો ગર્ય ગાંડી થઇ હશે હો !”

“જેવા ગાંડા મોરલા, એવી જ ગાંડી ચારણુની જાત્ય. એયનાં મન મે’ દીઠે ફટકે !

"હાલો ચારણ્ય, ઉચાળા ભરો ભેંસને માથે. હળુ હળુ હાલતાં થાઇએ."

ગુજરાતનાં અધસૂકાં તળાવડામાં પડીને કાદવમાં ન્હાતી અને માથે લાકડીઓના મે વરસે છતાં પણ માદણેથી ન ઉઠે તેવી મેંગલ ભેંસ ફક્ત ચારણીના મુખમાંથી "બાપો ! મેંગલ ! હાલો બાપ ! હાલો મલકમાં !" એટલી ધીરી, ટૌકારભરી બોલી સાંભળતાં તો ભુંભાડ દેતી એકદમ બેઠી થઇ ગઇ, અને શરીર ઉપર ચમરી ઢોળે તેમ પૂછડું ફંગોળીને દોડતી દોડતી ચારણના ઝુંપડા પાસે આવી ઉભી રહી. બે ધંટીનાં પડ, બે ગોદડાંના ગાભા, ને બે ચાર ઠામડાં, એક સીંદૂરની ડાબલી વગેરે જે થોડીક ઘરવખરી હતી તે ભેંસની પીઠ પર લાદીને ચારણ ચારણી સોરઠના માર્ગે ચડી ગયાં. માથે કોઇક દિવસ ઝરમર ! ઝરમર ! તો કોઇક દિવસ લૂગડાં બોળી નાખે એવો વરસાદ વરસતો આવેછે; અને વળી પાછો ઉઘાડ થાતાં જ, પોતાની ભીંજાયલી ઓઢણી ને ધણીની પલળેલી પાઘડી વગડામાં સૂકવતાં સૂકવતાં બેય જણાં ચાલ્યા જાય છે. વાયરામાં ચારણીના માથાની વાંભ વાંભ લાંબી, કાળી વાદળી શી' લટો ઉડી ઉડીને એના મ્હોં ઉપર નાટારંભ આદરે છે, અને એ બીનલાવરણી વહુના ગાલ ઉપર, ગોરાં રૂપ વાળી સ્ત્રીઓને પણ આંટે એવી સુખની લ્હેરો પથરાતી દેખીને ચારણ હાંસી પણ કરતો આવે છે કે "આવાં રૂપ ને આવાં હસવાં કાંઇ ચારણ્યને અરઘે ?"

"સાચોસાચ ચારણ ! ન અરઘે. નેસમાં જાશું ત્યારે સોનાં ફૂઇ ને જાનાં આઇ મને ગાઢા મોઢ મેણાં મારશે."

"મેણાં વળી શેનાં ?"

"બસ મેણાં ઇ જ કે, આવડાં બધાં રૂપ તે કાંઇ ચારણીની દીકરીને હોય ? વેશ્યાને હોય. અને આવડું ખડ ! ખડ ! તે ક્યાંય હસાય ? ચારણ્ય જુવાનડી હોય તો ય બીજાનાં ભાળતાં

મ્હોંયે કેમ મલકાવાય ? આવું આવું બોલીને મારો જીવ કાઢી નાખશે. ”

“ તે કાંઇ કટંબમાં રીયા વન્યા હાલશે ? ”

“ હું યે કહુંછું કે કટંબમાં રીયા વન્યા હાલશે ? હું તો બીજું શું કરૂં ? મહેનત કરી કરીને મોઢું કરમાવી નાખીશ, અને હસવું રોકવા સારૂ ગાલે ડામ દઇશ. ”

“ અરરર ભણેં ચારણ્ય ? તું આ કીં બોલી ? ” જાણે પોતાની તમામ માયા મૂડી કોઇ ભૂત ભરખી જાતું હોય તેમ ચારણ આંખો ફાડીને સ્ત્રીના મ્હોં સામે જોઇ રહ્યો.

“ બીજો ઉપા કીં ચારણ ? ”

“ ના, તો આપડે નેસમાં નસેં જાવું. આંહી થડમાં કો'ક ગામ આવે તો ત્યાંજ કૂબો કરેં ને પડયાં રે'શું. ઇમા કટંબમાં મેલે ને આઇ તિખારો ! ”

ટોકારવ કરતાં કરતાં ચારે જણાં–બે માનવી ને બે ઢોર ચાલ્યાં, અને થોડા દિવસે ગરની ઝાડીમાં ઉતર્યાં. રાવણાં, ઉંબરાં અને ટીંબરવાનાં ઝાડ ઉપર ફળફુલ ઝકુંબેછે, વાંદરાં ઓળ-કોળાંબો રમે છે અને જાંબુડા ખરી ખરીને નદીઓનાં પાણી જાંબુવરણાં થઇ ગયાં છે. ડુંગરાની ધારો ઉપરથી ગરદન ફુલાવીને મોરલાને ગહેકાટ દેતા જેમ ચારણે જોયા, તેમ તો એનો જીવડો ગગન જેટલી છલંગો મારીને છકડીયા દુહા ફેંકવા લાગ્યો :–

“ અસાઢ વરસે એલિયે ગાજવીજ ઘમઘોર
“ તેજી બાંધ્યા તરૂવરે મધુરા બોલે મોર
મધુરા બોલે મોર તે મીઠા
ઘણમૂલાં સાજન સ્વપનામાં દીઠાં.
કે' તમાચી સૂમરો રીસાણી ઢેલ ને મનાવે મોર
અસાઢ વરસે એલિએ ગાજવીજ ઘમઘોર

એમ છકડીયો પૂરો કરીને ચારણ પોતાની પડખે ચાલી આવતી 'ઢલડી' સામે જોવેછે. બન્નેનાં મ્હોં સામસામાં મલકેછે, અને સામેથી ચારણી દુહો ઉપાડેછે કે :—

"મોર મારે મદ્દે થીયો, વસરાં કાઢે વેણુ
"તેની ગહુકે ગરવો ગાજે, સૂતાં જગાડે સેણુ
"સૂતાં જગાડે સેણુ તે મોરલો ઉડી ગીયો
"વાલાં સાજણુનો સંદેશો અધવચ રીયો
"પાંખું પીળી પોપટની ને કોયલ રાતે નેણુ,
"મોર મારે મદ્દે થીયો ને કાઢે વહુરાં વેણુ.

એવાં ગીત લલકારાયછે, ને ડુંગરાના ગાળા સામા ગાવા લાગતા હોય તેમ ગુંજી ઉઠેછે. ધણી ને ધણીઆણી બન્ને ચારણ: બન્નેની જીભે સરસ્વતી: બન્નેને મુખડે કવિતાનાં અમૃત ઝરે છે.

"ચારણ્ય ! કેમ જાણે આષાઢની રતમાં આપણે વિખૂટાં પડીને ગાતાં હોઇએ, એવો રંગ મચ્યોછે હો !"

"અરે ચારણ, આ તો પારકી વાણી: આમાં ઓલ્યો સાચો સવાદ ન આવે– હું મરી ગઇ હોઉં ને તું મરશીયા કહેતો હો, એવો સવાદ !"

"અરે, તું મરી જા તો તો હું ઝાડવાં રોવરાવું, ખબર છે ? મરી તો જો એકવાર ?"

"હું મરીને પછી કયાંથી તારાં ઝાડવાંનાં રોણું જોવા આવવાની હતી ?"

એવા કિલ્લોલ થઇ રહ્યા છે, ત્યાં એક પહોળા પટવાળી નદી આવી. નદીમાં આછો આછો પ્રવાહ ચાલ્યો જાય છે. કાંઠે હાંડા જેવું રૂપાળું ગામડું શોભી રહ્યું છે, અને સાંજને સમયે પનીઆરીઓ પોતાને માથે અદ્દર પદ્દર પાણીની મોટી હેલ્યો

મેલી મેલીને, નદીના ઉંચા ઉંચા ભેડાનો ચડાવ ચડી રહી છે. એ ચડાવના થાકથી રાતાં ચોળ થયેલાં મોઢાં ઉપર આષાઢના આથમતા સૂર્યની કેશૂડાંવરણી છાયા છવાય છે, અને ભેખડો ઉપર કોઇ અજબ જાતનાં ફુલઝાડ સીધે સોટે એક સામટાં ઉગી નીકળ્યાં હોય એવો ઠાઠ મચી જાય છે.

ભેંસ પાણી પીએ છે : ચારણી એના ભીનલા પગના પોંચા ધોઇને ગારો ઉખેડે છે, અને ચારણ નદીકાંઠાનાં લોકને પૂછે છે કે

"ભાઇ, ગામના દરબાર કોણ છે?"

જવાબ મળ્યો કે "બાપુ પોરસાવાળો."

"કેવાક માણસ છે?

"ગુલાબી દિલના."

"વાસ રાખશે?"

"માલધારીને કોણ ના પાડે?"

"ઠીક, ચારણી તું આસેં વેકરામાં ઉભી રે'જે હો, ને ભીંસને સાચવજે. હું અબઘડી હડી કાઢતો ગામમાં જઇને દરબારને મોઢે થઇ આવું. જો હા પાડશે તો આપણે સહુ ગામમાં જાશું, નીકર, સામે ગામ તોળાં માવતર છે ઇસેં પોગી જાશું."

"ઠીક ચારણ, ઉભા છું'."

"પણ જોજે હો, ખાસેં જ ઉભી રે'જે. આઘી પાછી થાતી નહિ. નીકર હું બોકાસાં દઇને કયાં બોલાવીશ? અને વળી અજાણ્યું ગામ છે."

"ભલેં ચારણ, નહિ ખસાં."

ફરીવાર ચારણે પાછા વળીને ભેખડ ઉપરથી સાદ કર્યો કે "ભણેં ચારણ્ય! ખસતી નહિ હો, અજાણ્યું ગામ છે."

"એ....હો! હો!"

"સોગંદ છે!" એમ બોલતાં બોલતાં ભેખડેથી ચારણે પોતાની ગરદન ઉપર હાથની આંગળીઓ ફેરવી.

ચારણીએ પણ ડોકું ધૂણાવીને સોગંદ કબૂલી લીધા.

ચારણે દરબાર પોરસાવાળાની ડેલીએ જઈ છેટેથી દરબારને બિરદાવ્યા કે

> "જવ જેટલાં જાળા, વાળા મું દ્યો વતન,
> "તો આણીએ ઉચાળા, પાદર તમાણે પોરસ."

"હે પોરસા વાળા! મને બે પાંચ વીઘા જમીનનાં જાળાં કાઢી આપો તો હું આંહી વતન કરીને મારી ઘરવખરી લઈ આવું."

"આવો, આવો ગઢવી! કયાંથી આવો છો?"

"બાપુ ગુજરાતમાંથી દુકાળ ઉતરીને આવતો સાં. બે માણસનાં મૂઠી મૂઠી હાડકાં સમાય ને એક બાકરી જેવડી ભીંસ બંધાય, એટલી જગ્યા આપો તો ગામ દીધા બરોબર માનીશ. અટાણે તો અંતરીયાળ સાં."

"ભલે, ઠાકર મા'રાજ દઈ રે'શે. બેસો ગઢવી. કસુંબા પાણી લ્યો."

ચારણના પેટમાં બે પ્યાલી લાલ કસુંબો પડયો, એટલે ચારણને ઇંદ્રાસન મળી ગયું લાગ્યું. દાયરામાં વાતોના ધુબાકા ઉપડ્યા હતા, એમાં ચારણ પણ ઉતરી પડ્યો, જાતનો દેવીપુત્રઃ જીભમાં ભારી મીઠપઃ કોઠામાં કવિતાના અખંડ દીવા બળેઃ આષાઢ જેવી મદમસ્ત ઋતુઃ અને એમાં પણ પોતે રસભરી ચતુર સુજાણ ચારણીનો જોબનવંતો કંથઃ પછી તો પૂછવું શું? ગીતછંદોના ધમાકા મચ્યા. હોકાની ત્રણ ઘુંટ લેતાં ચારણને કેફ ઉપડયો. આંખો બન્ને, ઘુમવટા કરતા પારેવાના જેવી લા...લ ચણોઠી બની ગઈ. પોતાના ફુલેલા ગળાને મોકળું મેલી ચારણે

રાધા—કાનના વિજોગની બારમાસી ઉપાડી. અને દિશાઓ જેમ સજીવન બનીને સામા હોંકારા દેવા મંડી, તેમ તો ચારણે, ભાંગતી રાતે કોઇ વિજોગી માનવી પોતાના મરેલા કંથને સંભારી વિલાપનાનાં ગીત ગાતું હોય, તેવાં સોરઠી ભેરૂબંધોના વિરહનાં ગીત ઉપાડયા :–

ગરદે મોર જીંગોરીયા,
મ્હેલ થડકકે માઢ,
વરખારી રત વણ્ણુવાં,
આયો ઘઘુંબી આષાઢ.

[ પહાડ પર મોર ડહૂકયા. મ્હેલો ને મેડીઓ થરથરી ઉઠયાં. ગર્જના કરતો આષાઢ આવ્યો. એવી વર્ષાની ઋતુ હું વર્ણવું છું. ]

એટલો દુહો ઉપાડતાં તો સાચેસાચ દરબારની માઢ મેડી થર ! થર ! કાંપવા લાગી અને 'આયો ગઘુંબી આષાઢ' એટલા આખરી વેણની દોઢય વાળીને ચારણે આષાઢને આલેખ્યો:–

આષાઢ ઘઘુંબીયે, લુંબીયે અંબર
વદ્દળ બેવળ ચોવળીયં
મહોલાર મહેલીયે લાડગહેલીયે
નીર છલે ન ઝલે નળીયં
અંદ્ર ગાજ અગાજ કરે ધર ઉપર
અંબ નયાં સર ઉભરીયાં
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરીયા
જીય સોય તણી રત સંભરીયા
મુને સોય તણી રત સંભરીયા

[ આષાઢ ગાજે છે. આકાશ લુંબી ઝુંઝીને ઢળી પડયું છે. વાદળાં બેવડા ને ચોવડા થર બાંધી ગયાં છે. મ્હેલાતો જાણે કે લાડઘેલી થઈ

ગઈ છે. નીર એટલાં બધાં છલક્યાં છે કે નળીઆમાં ઝલાતાં નથી. ધરતી પર ઇંદ્ર ગાજ્યા જ કરે છે. સરોવરમાં નવાં પાણી ભરાયાં છે. તેવી ઋતુમાં હે નથુભાઇના પુત્ર અજુભાઇ ! તું મને યાદ આવે છે. ]

એમ ત્રણ ત્રણ ને ચાર ચાર પલ્ટા ખવરાવી છેલ્લા ચરણનું કલેજાં ચીરનારૂં સંભારણું ગળામાં વારંવાર ઘુંટે છે. અને ચારણની વાણી પર ફીદા બનીને દરબાર પોરસાવાળો પડકારો આપે છે કે " વાહ વા ! વાહ વા ગઢવા ! પ્રાણ વીંધી નાખ્યા. હાં મારા ભાઇ ! હવે શ્રાવણ ભલે થઇ જાય ! જો સામા મોરલા ગહેકે છે. જો છંદ હેઠો ન પડી જાય !

એમ ભલકારો સાંભળતાં તો ચારણે શ્રાવણનું રૂપ બાંધ્યું:–

નવખંડ નીલાણીયે પાવન પાણીએ
વાણીએ દાદૂર મોર વળે
શવ દાસ ચડાવણ પૂંજાય શંકર
શ્રાવણ માસ ઝલે સજળે
પ્રશ નાર કરે નત નાવણ પૂંજાય
શંકરરાં વ્રત સદ્રીયાં
અજમાલ નથુ તણ કુંવર આલણ
સોય તણી રત સંભરીયાં
મુને સોય તણી રત સંભરીયાં

[નવે ખંડ નીલા થઈ ગયા છે. પાણીથી પવિત્ર બન્યા છે. દેડકાં ને મોરને મુખેથી નવી વાણી ફુટે છે. શિવના ભક્તો શંકરને ફૂલ ચડાવે છે. શ્રાવણ માસ જળમય બની ગયો છે. પુરૂષો ને સ્ત્રીઓ નિત્ય ન્હાઇને શંકરનાં વ્રત ઉજવે છે. તે વખતે હે મિત્ર અજુભાઈ, તું મને સાંભરેછે. ]

" રંગ ગઢવા ! સંભરીયા ! સંભરીયા ! કેમ ન સાંભરે ? ઋતુ એ ઋતુના હીલોળા ભાળીને મરેલો ભેરૂ ન સાંભરે તો બીજું કોણ સાંભરે ? વાહ વા ! હવે ભાદરવો ભલે થઇ જાય !

જો, દોર ત્રૂટે નહિ. અભામંડળે સૂર સંધાઇ ગયા છે, હાં ગઢવા !"

અને ગઢવે ભાદરવાના રંગ આલેખ્યાઃ—

તે રંગ ભાદ્રવ શ્યામ ઘટા રંગ રાતો ય
રંગ નીલાંબર શ્વેત રજે
ફૂળફુલ અપ્રબ્બળ, કમ્મળ ફેલીયે
વેલીયે નેક અનેક વજે
પરીયાં દન સોળ કિલોળમેં પોખત
કાગરખી મુખ ધ્રમ્મ કીયા
અજમાલ નથુ તણુ કુંવર આલણુ
સોય તણી રત સંભરીયા

[ભાદ્રપદ મહિનાની શ્યામ ઘટા બંધાઇ ગઈ છે. આસમાન પર વિજળીના રાતા, આસમાની ને શ્વેત રંગો છવાતા જાય છે. અપરંપાર ફૂળફુલ ફાલે છે. કમળો ખીલે છે, અન્ય વેલડીઓ પણ ફાળે છે. શ્રાદ્ધના સોળ દિવસ સુધી પિતૃઓ પોષણ પામે છે. ઋષિઓ મુખેથી ધર્મ-સ્તોત્રો બોલે છે. તેવી ઋતુમાં તું મને સાંભરે છે હે મિત્ર !]

"ભલે ! ભલે મારો ભાઇ ! હવે ભેગભેગો આસો માસ ગાઇને વિજોગીનાં ભેટાં કરાવી દે જે હો !"

"અરે બાપુ ! મરેલાંના ભેટા તો થઇ રહ્યા ! આ તો મરશીયા છે. આસોમાં તો વિજોગના દુઃખની અવધિ આવી રહી : સાંભળો !"

'સાંભળો' શબ્દ ચારણના મ્હોંમાં રહ્યો, અને આસોના વિજોગનું પહેલું ચરણ ઉપાડવા જાય છે ત્યાં તો

"પાણી આવ્યું ! પાણી આવ્યું ! ખસી જાવ ! એ બાઇ ખસી જા !" એવા ચસ્કા થયા. અને હ ડુ ડુ ડુ ! પૂર આવ્યાની ગર્જના ચારણને કાને પડી. ચારણ ભરનિદ્રામાંથી ઝબક્યો હોય એમ એની જીભ થંભી ગઇ. ત્યાં તો બીજીવાર રીડીયા સંભળાણા કે

"એ। જાય ! એ। ભેંસ પાડી ને એક બાઇ તણાતી જાય ! એ। ચુંદડી વરતાય ! અરે હાય હાય ! કોક બાપડાનું ઘર ભાંગ્યું !"

ચારણના મ્હોં પર લોહીને। છાંટો યે ન રહ્યો. દાયરો ચારણની આ ઓચીંતી દશા જોઇ ચોંકી ઉઠયો અને "મારી ચારણ્ય ! મારી ચારણ્ય તણાણી !" એવા ચસ્કા દેતો ચારણ દોટ દઇને પાદર પહોંચ્યો. નદી કિનારે જાય ત્યાં તો બે ય કાંઠે આસમાન સામા છલંગો મારતા લોઢ ઉછળી રહ્યા છે, મોજાંની થપાટે થપાટે બે ય કાંઠાની ભેખડો ફસકવા લાગી છે, અને અંતરનાં તોફાન ધરતી ઉપર નીતારીને આકાશ તો કોઇ અજામેલ સરખા સંતના આત્માની માફક ઉઘાડ કરતું કરતું ચારે દિશામાં ચાર મેઘધનુષ્ય ખેંચી રહ્યું છે.

"એ ... ઓલી ભેંસને પડખે બાઇની રાતી ચુંદડી તણાતી જાય ! એ દેખાય !" કાંઠે ઉભેલ માણસોએ આંગળી ચીંધીને ઉત્તર દીધો.

"એ ચારણ્ય ! એજ મારી ચારણ્ય ! ઉભી રે ! એલી ઉભી રે ! એકલી કયાં ......."

એટલું કહેતો જ ચારણ દોટ કાઢીને પૂરમાં પડવા જાય છે, ત્યાં તો માણસોએ એને બાવડાં ઝાલીને રોકી રાખ્યો. સહુ સમજાવવા લાગ્યાં કે "ગઢવા, હવે તો એ જીવની ગઇ. હવે તું એને કયાં આંબતો'તો ?"

"જાય નહિ ! ચારણ્યને મેં ભેખડ માથેથી મારા ગળાના સમ દીધા'તા અને એણે ડોકું ધુણાવ્યું'તું ! એમ તે કાંઇ મારી ચારણ્ય જાય ? મેલી દ્યો મને ! હમણાં આંબી જાઇશ. મેલો !"

માણસો સમજી ગયાં કે ચારણનું ચિત્ત ફટકી ગયું. કાંઠે એક બાઇ ઉભી હતી એણે કહ્યું કે

"અરે ! ભાઇ તું સમ દઇ ગ્યો'તો એટલે જ એ બચારી નદીના પટમાંથી ખસી નહિ ને !"

"નોતી ખસી ? સાચો સાચ નો'તી ખસી કે ? એક ડગલું ય નોતી ખસી નહિ ને બો'ન ?"

ચારણ એ રીતે લવારીએ ચડવા લાગ્યો. દરબાર પોરસાવાળાએ લોકોને પૂછ્યું કે "શું થયું ભાઇ ? આ ગઝબ શી રીતે થઇ ગયો ?"

"જુવો બાપુ ! આ વટેમાર્ગુ કયાંકથી નદીમાં ઉતર્યાં. ચારણીને ભેંસ પાસે ઉભી રાખીને ચારણ તમ પાસે આવ્યો. ઠેઠ પાદર સુધી હાલતો હાલતો કહેતો ગયો કે "ખસીશ મા ! ખસીશ મા !" અને પછી હડેડાટ પૂર આવ્યું. રૂપાળી રાતીચોળ ચુંદડીનો લાંબો ધુમટો તાણીને, ઉડય ફુડય થાતી લટે બાઇ તો બાપડી મરક ! મરક ! મોઢે આ નદી અને આભની શોભા નિરખતી'તી ! લીંબુની ફાડય જેવી મોટી અને કાળી ભમ્મર તો બેય આંખ્યું હતી. અમે તો સહુ જોઇ જ રહ્યાં'તાં. ત્યાં પૂર આવ્યું. હડુડાટ ઢૂકડો સંભળાણો, અને ઉપરવાશથી ચહકા કરતાં માણસો દોડયાં આવ્યાં કે 'ભાગો ! પાણી આવ્યું !' અમે સહુ તો ઘોડીને કાંઠે ચડી ગયાં, પણ ઇ બાઇ તો આરસની કંડારેલ પૂતળી હોય એવી એમ ને એમ ઉભી રહી. અમે રીડયું દીધી કે 'હાલ્ય.' પણ એ તો જોગમાયા જેવી હસતી જ ઉભી રહી."

"કાંઇ બોલી'તી ?"

"હા, કીધું કે 'મેંથી ડગલું ય દેવાય નહિ. ચારણ ગળાના સમ દઇ ગ્યો છે.' પૂરનો ખળકો આવ્યો ને બાઇ લોઢે લેવાણી. ચુંદડી ઉડતી રહી, ને મોજાંને માથે જુગદમ્બા જાણે અસવારી કરીને જાતી હોય તેમ બાઇ તણાતી ગઇ."

સાંભળીને સહુ શ્વાસ લઇ ગયા. દરબાર પોરસાવાળાએ ઉંડો નિસાસો મેલીને ચારણના ઉજ્જડ મ્હોં સામે મીટ માંડી. પણ નજર ઠેરાવી ન શકાણી. ચારણનું મ્હોં તો જાણે પલકવારમાં કોઇ ધરતીકમ્પથી દરિયો શોષાઇ ગયો હોય એવું થઇ ગયું હતું. નદીની સામે હાથ જોડીને દરબાર પોરસાવાળાએ ધા દીધી કે

"માડી! આજ મારે પાદર આવીને તેં ચારણીનો બત્રીસો લીધો મા? કાંઇ દયા ન આવી તને? મારા પાદરને ગોઝારૂં કર્યું?"

"ગોઝારૂં નહિ દરબાર, તમારૂં પાદર તો કામણગારૂં. મારી ચારણ્યને ભોળવીને ભગાડી."

એટલું બોલીને ચારણે ચિત્તભ્રમમાં ને ચિત્તભ્રમમાં દુહા ઉપાડયા:–

મેં આવી ઉતારો કર્યો, જબ્બર વસીલો જોઇ
(પણ) કામણગારૂં કોઇ, પાદર તારૂં પોરહા

હે પોરસાવાળા! તારા સરખો મોટો આશ્રયદાતા જોઇને મેં ઉતારો કર્યો. પણ તારા ગામનું પાદર તો કામણ કરીને મારી સ્ત્રીને સંતાડી બેઠું છે.

હૂંતું તે હારાવીયો, ખજીનો બેઠો ખોઇ
(એવું) કામણગારૂં કોઇ, પાદર તારૂં પોરહા

હે પોરસાવાળા! તારૂં પાદર એવું તો કામણગારૂં, એવું જાદુ કરનારૂં, કે મુજ ગરીબની જે મૂડી હતી તે હું આંહી ગુમાવી બેઠો. મારા જીવનનો ખજાનો ચોરાઇ ગયો.

હૂતું કામળની કોર, છેડેથી છૂટી ગીયું
રતન ગીયું રોળ, પાદર તારે પોરહા.

અરે હે પોરસા વાળા! મેં અભાગીએ મારા એકના એક રત્નને કામળીની કોરે ગાંઠ વાળીને બાંધ્યું હતું. પણ ઉનની કામળીની ગાંઠ કાંઇ વળે? ને વળે તો કેટલી વાર ટકે? છેડે વાળેલ ગાંઠ છૂટી ગઇ, ને રત્ન રોળાઇ ગયું. મેં રત્ન જેવી ચારણીને કાળજી કરીને સાચવી નહિ. નદીના પટમાં ઉભી

રાખી ! મારી બેકાળજીથી હું એને આજ તારા પાદરમાં ગુમાવી બેઠો.

સાથે લે સંગાથ, (કોઇ) વછીઆત આવ્યાં વરતવા
(ત્યાં તો) રાખ્યાં રણમાં રાત, પાદર તારે પોરહા !

અમે વિદેશી વટેમાર્ગુ, જીવતરની સંગાથી સ્રીને સાથે લઇ તારે આંગણ ગુજારો કરવા આવ્યાં. ત્યાં તો ઓ પોરસા વાળા ! તારા પાદરમાં જ અમને તો અંતરીયાળ રાત રાખી દીધાં.

ઓચીંતાં આવે મધરાતે વાદળ ગળ્યાં,
(મારૂં) રતન ગયું રેલે, પાદર તારે પોરહા.

જીવતરની અધરાત થઇ ગઇ છે તે ટાણે ઓચીંતાં જાણે વાદળ વરસ્યાં, ને મારૂં રત્ન તણાઇ ગયું.

કાયા કંકુની લોળ, સાંચવતાં સોનાં જી'
પડયાં રાંકને રોળ, પાદર તારે પોરહા.

કંકુની પૂતળી સરખી એ પ્રિયતમાની કાયાને હું સોના સરખી મહામૂલી ગણીને જાળવતો હતો. ત્યાં તો હું ગરીબ આદમી તારા પાદરમાં આવીને લૂંટાઇ ગયો. મારૂં સાંચવેલું ધન રોળાઇ ગયું.

બેઠલ બઢય કરે સાંસલેલ સાંસા જી'
(ત્યાં તો) ફૂડકયું લે ફાળે પાદર તારે પોરહા

હે પોરસાવાળા ! શિકારીથી ત્રાસીને નાસેલ, શ્વાસભર્યું સસલું જેમ પોતાની નાની શી' બખોલ કરીને તેની અંદર શિકારીઓથી ગુપ્ત પડયું રહે, તેમ હું પણ મારી ચારણીરૂપી ગરીબ બખોલમાં છાનોમાનો વિસામો લેતો હતો. એમાં કાળરૂપી

શિકારીની ફાળ પડી, મારું વિસામાનું ધામ છૂટી ગયું. ને હું હવે એ કાળની મોખરે, શિકારીની આગળ નિરાધાર સસલો દોડે તેમ દોડી રહ્યો છું.

ઢલને ડામણુ દે ઉભલ ઉંટ વારે
રીયું રાડ્યું દે પાદર તારે પોરહા.

હે પોરસા વાળા! બીજી તને ખબર છે? તેં ટોળામાંથી છૂટા પડી ગયેલ ઉંટડાને વિલાપ કરતું જોયું છે? બીજું કોઇ પશુ પોતાના સંગાથીઓથી વિખૂટું પડીને જે વેદના પામે, તે તો વિખૂટા પડેલા ઉંટની વેદના આગળ કાંઇ વિસાતમાં નથી. એના વલખાં ને એના વિલાપ તો દીઠાં ને સાંભળ્યાં ન જાય એવાં. એમાં પણ એને પગે ડામણ બાંધેલી હોય એટલે એ હાલીચાલી પણ ન શકે. ઉભું ઉભું અહોરાત ગાંગર્યા જ કરે. એવી દશા અત્યારે મારા અંતઃકરણની થઇ રહી છે.

કુવાને કાંઠે ઢલ મારૂં ડોકાય
(પણ) જોયે તરસ્યું ન જાય, પીધા વિનાની પોરહા

તરસ્યો માનવી, કુવાને કાંઠે ઉભો રહીને પાણીમાં ડોકીયાં કરે, તેથી એની તરસ કદી છીપતી નથી. તેવી રીતે હે પોરસા-વાળા, મારૂં હ્રદય તરસ્યે વલવલતું, એ પ્રિયાના સ્મરણ રૂપી કુવામાં ડોકીયાં કરે છે. પરંતુ એનાં રૂપગુણનાં નીરને પીવાનો તો વખત હવે ચાલ્યો ગયો.

બાવળ ને ઝાડ જ બીયાં, વાધે નીર વન્યા
(પણ) પશુ કેળ્યું કોળે ના, પાણી વન્યાની પોરહા

અરે હે પોરસા વાળા! બાવળ જેવાં, બળવાન અને કઠોર ઝાડ તો પાણી વિના ઉઝરે. પણ કેળ જેવી કોમળ વનસ્પતિને તો અતિશય પાણીનું સીંચન જોઇએ. તેવી રીતે અન્ય અનેક

જોરાવર હૃદયનાં માનવી પ્રેમજળ સિવાય જીવી શકે, પણ હું કેળ જેવો કોમળ હૃદયનો જીવ મારી સ્ત્રી વગર શી રીતે જીવું ? અથવા તો

વવારીએં વાળા, તળીએ ટાઢક જોય
(પણ) કેળ્યું કોળે ના, (કે'દી) પાણી વણનો પોરહા.

હે વાળા દરબાર ! તું કહે છે કે હું ફરીવાર પરણું. મારા સ્નેહરૂપી ઝાડને તું કોઇ ટાઢું પાણીવાળું તળ જોઇને–એટલે કે કોઇ સ્નેહભર્યું પાત્ર જોઇને રોપવા માગે છે. પણ હે બાપ ! મારો સ્નેહ તો કેળના રોપ સરીખો કોમળ છે. એને ઉપરથી પાણીના સીંચન વિના કોળાવી નહિ શકાય. એને તો મરનાર ચારણીનું જ પ્રેમજળ પીવા જોઇએ.

તરસ્યાં જાય તળાવ (ત્યાં તો) સરોવર સૂકે ગયાં
અગનિ કીં ઓલાય પીધા વિનાની પોરહા

હે પોરસા વાળા ! તરસ્યાં થઇને અમે સરોવર–તીરે આવ્યાં, ત્યાં તો છલોછલ ભરેલું સરોવર અમારી આંખો સામે પલકવારમાં સૂકાઇ ગયું. હવે પાણી પીધા વગર મારા અંતરની પ્યાસની જ્વાલા શી રીતે ઓલવાય ?

દેયું દીયાડે સાંચવતાં સોનાં જી'
રોળાણી રાખોડે પાદર તારે પોરહા

દિવસો દિવસ અમે જે પ્રિય દેહને સોનાની માફક સાચવતાં હતાં તે આજ તારે પાદર રાખમાં રોળાઇ ગઇ, ઓ પોરસાવાળા !

સુઘડ હેતાળી સુંદરી સુખની છાકમછોળ
(હવે) ધોખાને ધમરોળ પાદર તારે પોરહા

એવી ચતુર અને સ્નેહાળ સુંદરીના સાથમાં મારે સુખની છોળો

છલકતી. પણ હવે આ મરતાં તો હે પોરસાવાળા ! તારા પાદરમાં મારે જીવતર ભરના કલેશ અને કષ્ટના ધમપછાડા જ રહ્યા.

> તરીયા ગઇ તૃષ્ણા રહી, હૈયું હાલકલોલ
> રતન ગી રોળ, પાદર તમારે પોરહા

હવે તો હે પોરસાવાળા ! જીવતરમાંથી જન્મ-સંગાથી આ ચાલી ગઇ, મનમાં સંસાર-સુખની વાંછના હતી તે અણપૂરી રહી ગઇ, અંતઃકરણ આ ભવસાગરમાં તૂટેલી નૌકા સરીખું ડામાડોલ સ્થિતિમાં પડી ગયું, કેમકે તારા પાદરમાં મારૂં અમુલખ રત્ન રોળાઇ ગયું. હવે બાકી શું રહ્યું ?

બધી યે શુદ્ધ બુદ્ધ ગુમાવીને ચારણ આવા દુહાઓ લવવા લાગ્યો. તે દિવસથી પોરસાવાળાની ડેલીએથી ગાન, તાન અને ગુલતાન અટકી પડયાં છે. ચારણના માથામાંથી દાંતીઓ છૂટી પડયો છે. કેમકે પોતાના હાથનું સાંધેલ સુગંધી તેલ પાડીને ચારણનો ચોટલો ઓળનારી ચારણી ચાલી ગઇ છે. જટાધારી ચારણ ડેલીએ પડયો પડયો અને નદીના વેકરામાં ચારણીનાં પગલાં પડેલાં તે શોધતો શોધતો રોજે રોજ આવા છાતીફાટ દુહાઓ નવાનવા રચ્યે જાય છે, અને ચોધાર આંસુડે રોતો રોતો દુહા ગાયા કરે છે. દુહા સાંભળી સાંભળીને આખો દાયરો શોકમાં ડુબી જાય છે. પણ ચારણના ચિત્તભ્રમ ઉપર કોઇ દવા કાર કરતી નથી.

દરબાર પોરસાવાળાને અચાનક એક વિચાર આવ્યો. એણે દાયરામાં પૂછપરછ કરી કે “ બા, આમાં કોઇ આ ગઢવાનાં સગાં વ્હાલાંનો જાણકાર છે ? ”

“ હા બાપુ, અમે સહુ ઓળખીએ છીએ. ”

“ બાઇનાં માવતર ક્યે ગામ ? ”

“ આ પડખેના નેસમાં. ”

" એને બીજી એકે ય દીકરી છે ? "

" હા બાપુ, જુવાન દીકરી છે. સારૂં ઠેકાણું ગોતાય છે. "

" ત્યારે બોલાવો એ બાઇના બાપને. "

ચારણનો સાસરો હાજર થયો. દરબારે વાત કાઢી કે "જો ભાઇ, ભાણેજનું ચિત્ત ખસી ગયું, તેનું કારણ તારી દીકરી ઉપરની એની પ્રીતિ છે. એ ગાંડપણ વિજોગનું છે. હવે જો એ વિજોગમાંથી ફરીવાર સંજોગ બને તો એના અંતરમાં પડી ગયેલી ગાંઠ પલકમાં છૂટી પડે. મને એક જુક્તિ સૂઝે છે. "

" બોલો બાપુ ! કહો એમ કરવા તૈયાર છું. '

" તો હવે બરોબર આષાઢ મહિને તારી નાનેરી દીકરીને આંહી લઇને આવજે. "

" બહુ સારૂં. "

એમ આસો મહિનો ગયો. કારતક માગશરની ટાઢો ગઇ. ઉનાળો પણ ઉતર્યો. અને જે ઘડીએ ઓતરાદી દિશામાં મેઘ-રાજાની શેડયો ફુટવા લાગી ને ઉપરવાસ વરસાદ મૂશળધારે ત્રાટકવા લાગ્યો, તે ઘડીએ ચારણ પોતાની દીકરીને તેડીને હાજર થયો.

દરબાર બોલ્યા કે "બરાબર ઓલી મરનાર બોનના જેવાંજ લૂગડાં આને પહેરાવો. " વસ્ત્રો પહેરાવ્યાં.

" હવે ઓલાં તણાઇ ગઇ એવી જ એક ભેંસ ને હેડ એક પાડી આપણા ખાડુમાંથી દોરી લાવો. એને માથે ચારણની ભેંસ પર હતી તેવી જ ઘરવખરી લાદો."

"એ સહુને નદીના વેકરામાં ઉભાં રાખોઃ જે જગ્યાએ પોર ઓલી ચારણી ઉભી'તી તે જ જગ્યાએ."

" અને હવે બાઇને કહી રાખો કે ચારણ દોડયો આવીને

પૂછે ત્યારે, પોતે જ એની પહેલી વારની પરણેતર છે એવા જ રંગ ઢંગ બતાવે."

દરબારે કહ્યા મુજબની બધી તૈયારી થઇ ગઇ. બરાબર એક વરસ પહેલાંનો દિવસ આવ્યો, અને બપોરનું એ જ ટાણું થયું તે વખતે વખતે દરબારે યુક્તિ ગોઠવ્યા પ્રમાણે પાદરથી રીડીયા પડયા કે "દોડજો ! ભાગજો ! પાણી આવે છે ! પાણી આવે છે !"

રીડીઆ સાંભળતાંની વાર જ ચારણના કાન ચમકયા. "મારી ચારણ્ય ! મારી ચારણ્ય !" બોલતો ચારણ નદી કાંઠે દોટ કાઢીને પહોંચ્યો. જઇને જોવે તો કાંઠે નીકળીને લાલ ચુંદડીવાળી ચારણી ઉભેલી દીઠી : એ જ ભેંસ: હેઠ એ જ પાડી: ને એ જ અણસારની, નમણાં મ્હોંવાળી ચારણી : ચુંદડીના છેડા ફરકી રહ્યા છે: છટાથી ધુમટો ખેંચ્યો છે : લટો ઉડ ઉડ થાય છે : અને ભીનલા વરણું મ્હોં મરક ! મરક ! હસે છે.

દોટ મેલીને ચારણે ચારણીનું કાંડું પકડયું. બાળકુંવારી કન્યા સાથે પલકવારમાં વિવાહનો હથેવાળો મળી ગયો અને એના મ્હોં સામે નિરખીને ગઢવો પૂછવા લાગ્યો, "ચારણ્ય ! આંહી જ ઉભી છો ને ?"

"ઉભી જ હોઉંને ચારણ ! તું ગળાના સમ દઇને ગયો'તો ને !"

"ત્યારની ઉભી જ છો ?"

"ત્યારની એટલે કયારની ? હજી તો હમણે જ તું ગામમાં ગ્યો'તો !"

ચારણની ઘેલછા ઉડવા લાગી. પોતે જાણે કસુંબાના કેફમાં કાંઇક ઝોકે આવી ગયો હોય, એવું હૈયે બેસવા લાગ્યું. મ્હોં મલકાવીને ચારણીએ પૂછ્યું,

"કેમ ચારણ ! કાંઇ નીંદર કરીને ઉઠયો છો ?"

" હા માળું ! આંખ મળી ગઇ'તી ને મને કાંઇક સોણું આવી ગયું લાગે છે."

" શેનું સોણું !"

" અરે બહુ ભયંકર સોણું ! જાણે તું તણાઇ ગઇ, ને હું વરસ દિ'થી રોયા કરૂં છું."

" કસુંબો કાંઇક વધુ લેવાઇ ગયો હશે !"

આંખો ચોળીને ચારણે દુનિયા ઉપર દૃષ્ટિ ફેરવી. ઉચાળા લઇને યુગલ ગામમાં ગયું ગઢવાને દરબારે સારો જોઇને ઉતારો કાઢી દીધો.

હજુ યે કોઇ કોઇ વાર ચારણ રાત્રિનાં ચાંદરડાંને અજવાળે ચારણીના મ્હોં ઉપર મીટ માંડીને પૂછ્યા કરે છે કે

" હેં ચારણ્ય ! સાચોસાચ તું ત્યાં જ ઉભી'તી !"

# બાળાપણની પ્રીત



વીજાણંદ આડો વીંઝણો
(ને) શેણી આડી ભીંત

પડદેથી વાતું કરે
બાળાપણની પ્રીત

માવતરે નાનપણમાંથી મેલેલો અનાથ છોકરો પરાયો માલ ચારી ચારીને પેટવડીએ ઉઝરતો હતો. ગિરના ડુંગરામાં આથડતાં આથડતાં એની અવસ્થા વધતી જતી હતી. પણ એ નમાયા છોકરાને ઘસી ચોળીને નવરાવનાર ધોવરાવનાર કોઈ નહોતું. એના માથામાં જુંઓ પડતી અને રઝળુ છોકરો મોટો થાતાં થાતાં એ રીતે પોતાના ખરાં રંગરૂપ ખોઈ બેઠો હતો.

કોઇ ભેરૂબંધી વિનાના એકલા આથડતા એ છોકરાએ આખરે એક સંગાથીને હાથ કરી લીધું : ગિરની વનસ્પતિમાં ભમી ભમીને એક તુંબડના ઝાડ પરથી ગોળ મોટાં બે તુંબડાં ઉતાર્યાં. પવનની લહરે લહરે જેના પોલાણમાંથી દિવસ રાત કોઇ ગેબી પાવો વગડયા કરતો એવા એક વાંસની પાંચ કાત-

ળીઓનો કટકો કાપી લીધો. વાંસને બેય છેડે રૂડાં તુંબડાં પરોવીને છોકરાએ તે ઉપર તાર અને તાંત્યો બાંધ્યાં. કોઇ ઝાડવાના થડમાં ઝરતો રસ લાવીને એ વાજીંત્ર ઉપર ચોપડી દીધો. ઉપર મોરપીચ્છનો ગુચ્છો લગાવ્યો. એવું રૂપાળું બીન બનાવીને જ્યારે પહેલી વાર એ છોકરાએ એના તાર ઉપર પોતાની આંગળીઓ ફેરવી, તે વખતે એ વાંસ અને તુંબડાંના પોલાણમાં કોઇ જુગજુગનું જૂનું સંગાથી બેઠું હોય ને સામા હોંકારા દેતું હોય, એવા સૂરો સંભળાણા. જોતજોતામાં તો છોકરાએ બીનને ખંભે ઉપાડી, ફક્ત હૈયાની જ ઉકલત પ્રમાણે આંગળીઓ ચલાવી; ઝાડવે ઝાડવે, ઝરણે ઝરણે ને ગિરને ગાળે ગાળે ગીતો બેસાડવાનું આદરી દીધું. જંતર (બીન) ઉપર અજબ ઝડપે એનો હાથ બેસી ગયો. જાણે એ છોકરો નારદ મુનિનું વરદાન લઇને જનમ્યો હોયને તેમ ત્રીસે રાગરાગણીઓ એની સામે હાથ જોડીને ઉભાં રહ્યાં.

જંતર મોટે તુંબડે, બત્રીસે ગમે
છત્રીસ લાવણુ રમે, વીજાણંદને ટેરવે

મોટાં તુંબડા વાળું એ બીન : એમાં બત્રીસ તો ગમા ગોઠવેલા: અને એમાંથી છત્રીસ જૂદી જૂદી રાગિણીઓ વીજાણંદના ટેરવાનો સ્પર્શ થાતાં તો કલ્લોલ કરી રમવા લાગે છે !

ગિરથી થોડું ઢુકડું એક ગોરવીઆળી નામે ગામ આવેલું છે. કોઇ કોઈ વાર પોતાની પાંચ ભેંસોને ઘોળીને વીજાણંદ આ ગોરવીઆળી ગામમાં આવતો. પહેલી વાર જ્યારે એ આવ્યો ત્યારે ગામને પાદર કુવા કાંઠે જઇને એણે પનીઆરીઓને કહ્યું "પાણી પાશો ?"

એમાંથી એક પનીઆરી હજુ કુમારિકા હતી. કુમારિકાએ આ પાણી માગનારા છોકરાની સામે જોયું. જોતાં જ ઘડો સીંચીને કાઢયો હતો તે પણ એણે ઢોળી નાખ્યો. જરાક મ્હોં મચકોડયું.

પોતાની સંગાથણને કહ્યું કે "બીન, તું ઇને પાણી પાજે. મું તો ઇ નો વહરો રૂપ ભાળેને જ ફાટેં મરાં, બાઇ !"

એટલું બોલી, એ રૂપ નીતરતી કુમારિકા, પોતાના ગોરા અંગ ઉપરની કાળી કામળી મથરાવટીએથી મોખરે તાણી લઇ, માથે બેડું મૂકી ઉતાવળે ગામ તરફ ચાલતી થઇ. પાછળથી બીજી પનીઆરીએ સાદ દીધો કે "ભણેં શેણી બા ! તોળી ગાગર કાળમખો કાગડો બોટતો સે !"

વીજાણંદે તુર્ત એ બાઇને કહ્યું કે "અરે બાઇ ! માણસ કરતાં કાગડા તો ચડીયાતા રૂપવાળો ખરો ને ! કાગડો આખો બેડો બોટતો સે, પણ મું હેં બોબો પાણી પાતાં યે ઇનો જીવ નો હાલ્યો. હશે !"

તરસ્યો છોકરો પાણી પીને ગામમાં ગયો. ગામમાં વેદો ગોરવીઆળો નામે મોટો માલધારી પરજીઓ ચારણ વસે છે. વેદાને આંગણે ત્રણસો ભેંસો દૂઝે છે. પ્રભુના ચારે હાથ એ ચારણને માથે છે. એ વેદા ગોરવીઆળાની ડેલીએ જઇને વીજાણંદે પોતાનું જંતર ટીંગાડી વિસામો કર્યો. વેદા ગઢવીએ બાળકને આદરમાન દીધાં. રાતે વાળુ કરતાં કરતાં વીજાણંદે એરડીઆ તેલના દીવાને ઝાંખે ઝાંખે અજવાળે પીરસવા આવનારી કન્યાને ઓળખી : કુવાને કાંઠે મને કદરૂપો કહીને પાણી પાયા વિના ચાલી નીકળેલી છોકરી તે આ પોતે જ ! વેદાની સાત ખોટયની એકની એક જ દીકરી : બાપ એને વારે વારે "શેણી ! બેટા શેણી !" કહીને સાદ કરે છે. ઠીક જીતવા ! વેદાની દીકરી મને ભિખારીને પાણી ન પાય એનો ધોખો હોય કાંઇ ? ક્યાં હું નમાયો, નબાપો, નિર્ધન ! ને ક્યાં એ બાદશાહી બગીચાની ડોલર–કળી !

વાળુ કરી કારવીને સહુ ફળીમાં ચંદ્રને અજવાળે ખાટલા ઢાળી ઢાળી બેઠા છે. ઉનાળાની રાત, એટલે આભ જાણે હીરે મઢાઇ ગયો છે. શીતળ પવન ઝાડવાંની ડાળીઓ સાથે ભાત ભાતના

મેલ કરી રહ્યો છે. અને એમાં પોતાની પાંચ સેંસાઓ વીંટી લીધેલા ખાટલા ઉપરથી વીજાણંદે જંતરને ખંભે લઇ બજાવવાનો આદર કર્યો. વાજીંત્રના પોલાણમાં પોઢેલી કોઇ વનદેવી, પોતાના ભેરૂનાં સુંવાળાં ટેરવાં અડતાંની વાર જ જાગીને પોતાનાં વીતકોની વાતો કરતી હોય તેવા વિલાપના સૂર સંભળાવા લાગ્યા. દીકરાવિહોણી માતા રોતી હોય, પિયુ-વિજોગણ અબળા ઝૂરતી હોય, ભાઇવછોઇ બ્હેન ઝંખતી હોય, પ્રભુએ ત્યજેલો ભક્ત વલવલતો હોય, અને ધણી વિનાનાં ઢોર ધા દેતાં હોય, એવા એવા ધ્વનિ નીકળવા લાગ્યા. વચ્ચે વચ્ચે વાજીંત્રના તારમાંથી મીંડના સૂર નીકળતાં તો સાંભળનારા સહુને કલેજે ન કહેવાય, ન કળાય, ને ન સહેવાય તેવું કંઇ કંઇ થાવા લાગ્યું. હાથમાં હુકા હતા તેની ફુંકો લેવાવી બંધ થઇ ગઇ. કૂતરાંએ ભસવું છોડી દીધું. ભેંસો વાગોળતી અટકી ગઇ. અને વેદાના ઘરની અંદરથી જાણે એક ઉંડો ઉંડો નિઃશ્વાસ નીકળ્યો હોય તેવો અવાજ સંભળાણો.

> ઝંતર ઝાલ્યું હાથ, ભાંચવીએ ભાંગતી રાત્યનું
> સાથે લૈ સંગાથ, વાઢેલ સઢ વીજાણંદે

ભાંગતી રાતે વીજાણંદ ભાંચવીઆએ બીન હાથમાં ઝાલીને બજાવ્યું, જાણે કે અમને પોતાની સંગાથે સંગીતના ઉંડા દરિયામાં લઇ જઇને પછી ત્યાં એણે અમારી નૌકાના સઢ છેદી નાખ્યા !

વેદા ગઢવીને મોહ લગાડીને વીજાણંદ ચાલી નીકળ્યો. પણ પછી તો વારે વારે એને નોતરાં જવાં લાગ્યાં. જંતર લઇને વારંવાર વીજાણંદ ગોરવીઆળી આવ-જા કરવા લાગ્યો. એવી કૈં કૈં ભાંગતી રાતોમાં ભીંતની આડશે બેઠેલી કન્યા શેણીના જીવતરની નૌકાના સઢ ચીરાતા થયા. અને

ગમે ગમે ગોઠડી, નવ તાંત્યુંમાં નેહ
હૈયામાં હલકેહ વીજાણંદનાં તુંબડાં

એ વાજીંત્રનો પ્રત્યેક ગમો ગાતો ગાતો જાણે કે શેણીની સાથે જ ગુપ્ત ગોઠડી કરી રહ્યો હતો. નવે તાંતો જાણે શેણીની સાથે જ સ્નેહ બાંધતી હતી. અને એ બીનનાં તુંબડાં ઘેરા પડછંદા પાડીને જાણે એકલી શેણીના હૈયામાં જ હલકો દેતાં હતાં.

જેને કદરૂપો કહી, અને જેના મ્હોંથી બ્હી જઇ કુવાને કાંઠેથી શેણી ભાગી નીકળી હતી, તેનું ગુપ્ત સ્વરૂપ હવે શેણીએ એના ગુણભર્યા સંગીતમાં નિરખ્યું. નિરખીને ગાંઠ વાળી લીધી કે બીજા બધા તો ભાઇ બાપ છે! પણ ચારણની દીકરી મ્હોંએ ચડીને કોઇને પોતાના મનની વાત કરી ન શકી. નેસડામાં કોઇ સરખી સહીયર નથી. ઘરમાં કોઇ બ્હેન ભોજાઇ નથી. ગામનાં સ્ત્રીપુરૂષો 'શેણી આઇ'ને જોગમાયાનો અવતાર કરી જાણતા. શેણી આઇએ અખંડ કુમારિકા રહેવાનો જ નિરધાર કર્યો છે એમ સહુને ખબર હતી. બાપને તો સ્વપ્નેય ધારણા નહોતી કે આવા કદરૂપા જુવાન ઉપર પોતાની લાડકી દીકરીનું દિલ ચોંટી શકે. ફક્ત એક વીજાણંદે જ શેણીની નીચે ઢળતી આંખોમાં ને થર! થર! ધ્રુજતા હોઠમાં પ્રીતિની છાની વાત વાંચી લીધી.

એક રાતનો ચોથો પહોર ચાલે છે. વીજાણંદની વીણાના સ્વર—ઝંટકાવમાં આખો દાયરો નીતરી રહ્યો છે. જોરથા શ્વાસ લીધે પણ પાપ બેસે એવી રાગ રાગણીની ઉંડી જમાવટ રાત્રિના હૈયા ઉપર થઇ ગઇ છે. ઓરડાને દીવે મોગરો ચડી ગયો છે તેને ખેરવા ઉઠવાને પણ એ ઓરડાની ઓથમાં બેસી રહેલી કન્યાનું મન નથી કબૂલતું. બગાસું પણ આવ્યા વગર આખી રાત નીકળી જાય છે. પ્રભાતે વેદા ગોરવીઆએ દાયરો ભરી, કસુંબો લેવરાવી, વીજાણંદને કહ્યું કે,

" બગા ! ઘણા દિ' તેં અમને મોજ કરાવી. આજ તો હવે તારી મોજનો વારો છે. આ મારા ઘરમાં આટલી ગાયું ભેંસું છે. રિદ્ધિ સિદ્ધિ છે. એમાંથી તને મોજ આવે તે ચીજ માગી લે ભાણેજ !"

વીજાણંદે માથું ધરતી તરફ ઢાળી દીધું. ઓરડામાં શેણીના હૈયે શ્વાસ સમાતા નથી. કાળજું ફડક ! ફડક ! થાય છે. કોણ જાણે ચારણ શી ચીજ માગશે !

" કેમ ભા ! કેમ માથું નીચું ઢાળી દીધું ?"

" મામા ! શું માગું ? રિદ્ધિ સિદ્ધિની તો અબળખા નથી રહી. ભેંસું પણ હું સાચવી શકું એટલી તો જગદમ્બાએ દીધી છે. હવે વધુ ભાર કોના સારૂ વેંઢારૂં ?"

" વીજાણંદ ! માગી લે કહું છું. મારી મોજ મારી જાય નહિ. મને અસદ્‌ગતિ મળે. માગી લે ઝટ."

" પણ હું માગીશ ઇ તમથી નહિ દેવાય મામા !"

" હું મારી દેહ વેચીને પણ તારો સવાલ પૂરો કરીશ. આંચકો ખા મા. માગી લે. ન આપું તો દેહ પાડી નાખું."

" મામા ! એક જ માગણી કરૂં છું: શેણીનો હાથ...

સાંભળતાં જ વેદા ગઢવીના મુખ પરથી સોળે કળાઓ સંકેલાઇ ગઇ. હથેળીમાં કસુંબાની અંજલિ ભરેલી તે ધરતી પર ઢોળી નાખી. કપાળે પરસેવાનાં બિન્દુ બાઝી ગયાં. કોચવાઇને વેદાએ કહ્યું,

" છોકરા, માગવાની રીતે મગાવું જોઇએ. તેં આજ મારૂં મોત બગાડ્યું ! વેદાની સાત ખોટની દીકરી તારા જેવા પાટકતા ભિખારીને મળે ? જેને નથી માવતર, કે નથી એકેય કૂબો !"

" કાંઇ નહિ મામા ! મારી ભૂલ થઈ, મારા રાંકના કપાળમાં રતન નહિ સરજ્યું હોય."

એટલું જ કહી, જંતર ખંભે ઉપાડીને ગરીબડે મ્હોંયે વીજાણંદ

ખાધા પીધા વગર ચાલી નીકળ્યો. અને આખા ચારણ દાયરાએ વેદા ગોરવીઆ ઉપર પીટ પાડવાનું આદર્યું :

" વેદા ગઢવી ! ભણેં વેણ પાળવો નૂતો તો વેણ દીધો કાણુા સાટુ ? ચારણ તોળે આંગણે નિસાસો નાખેને હાલે નીકળ્યો ઇ ખબર છે ? તોળું ધનોત પનોત નીકળે જીસે ! "

વીમાસણ કરીને વેદાએ કહ્યું "પાછો વાળી આવો એને."

પાદરથી વીજાણંદને પાછો વાળી આવ્યા. વેદો ફરીવાર બોલ્યો કે "ભણેં ભરવાડા ! મોળી સાત ખોટયની શેણી ઇ નો મળે; શેણીનું કાંઈ જોતું હોય તો જા : નવચંદરીયું ભેંસ્યું : એક સો ને માથે એક : ભેળીયું કરીને લે આવ્ય; એક વરસની અવધ્ય દેતો સાં. પેટર બરાબર આ જ તથ્યે જો નો પોગાય, જો એક દિ'નું પણ મોડું થાય, તો જાણજે કે આ ભવમાં શેણીનું મ્હોં યે જોવા નૈ મળે. નીકળ એક વરસની અવધ્યમાં આવેં ને એક સો એક નવચંદરીયું મોળે ખીલે બાંધે જાજે, અને ખુશીથી શેણીને હથેવાળે પરણતો જાજે. છે કબૂલ !"

" કબૂલ છે મામા ! "

એટલું કહીને વીજાણંદ વળી નીકળ્યો. પોતાની પાંચ ભેંસો હતી તેને બચ્ચી ભરી ભરીને ડુંગરામાં છુટી મેલી દીધી. પાંચેની સામે હાથ જોડીને બોલ્યો, "મારી માતાજીયું ! ડુંગરામાં નિરાંતે ચરજો. હું હમણાં આવું છું. વરસને વીતતાં વાર નહિ લાગે. અને પછી તમારાં ખાણ નીરનારી, ગોરસડાં મેળવનારી, પાડરૂ પાળનારી, ને વલોણાં ગજવનારી શેણી આપણે ઘેરે આવશે. રૂડાં ઘર બાંધીને નદી કાંઠે કયાંક રે'શું. કોચવાશો મા હો ! "

ભેંસોની આંખોમાં મોટે ટીપે આંસુડાં ચાલ્યાં જાય છે. વીજાણંદની પણ છાતી ભરાઇ આવી. પણ એ તો હિમ્મતભેર ચાલી નીકળ્યો. એને તો ખાત્રી હતી કે "મારું જંતર જે નેસ-

ડામાં જઇને વગાડીશ, ત્યાંથી પાંચ પાંચ નવચંદરી ભેંસો શું મને નહિ મળે ? એવાં વીસ નેસડાં તો પાંચ મહિનામાં ફરી વળીશ."

નેસડે નેસડે જઇને ગળતી રાતનું જંતર બજાવે છે. અને માનવીની આંખોમાંથી નીંદર ઉડાડી મૂકે છે. પ્રભાતે પ્રભાતે ભર દાયરામાં વીજાણંદને ભેટ આપવાની વાતો થાય છે. પણ નવચંદરી ભેંસોનું નામ પડતાં નેસવાસીઓ લાચાર બની જાય છે. ચાર ચાર પગ ધોયેલા : પૂછડાને છેડે ધોળા વાળ : અકેક આંચળ ધોળો : લલાટમાં ધોળું ટીલું : મ્હોં ધોળું : અને અકેક આંખ ધોળી: એવાં નવ નવ શ્વેતરંગી ચંદ્ર–ચિન્હોવાળી ભેંસો તે નવચંદરી કહેવાય. એવી ભેંસો ક્યાંઇક મળે છે, ને ક્યાંઇક નથી મળતી. નવમાંથી એક પણ ઓછું ચાંદું તો ચાલે તેમ નથી.

વીજાણંદની ગણતરી ખોટી પડી. પાંચ પાંચની ધારણા હતી ત્યાંથી એક એક પણ માંડ માંડ નીકળી. મળી તેમ તેમ હાંકીને વીજાણંદ ભમવા લાગ્યો. આઘે આઘે નીકળી ગયો. કેટલો દૂર નીકળી પડ્યો છે તેનું ભાન ન રહ્યું. ખાવું પીવું, ન્હાવું ધોવું, લૂગડાં બદલવાં કે હસી બોલીને વાતો કરવી. એ બધું ય વીજાણંદ વિસરી ગયો છે. દિવસ ને રાત જંતર ઉપર જ ટેરવાં ફરે છે, અને 'નવચંદરી ભેંસ' એટલો જ મ્હોંમાંથી સવાલ પડે છે. ગિર વટાવીને વીજાણંદ બરડામાં, હાલારમાં, ઝાલાવાડમાં, જ્યાં જ્યાં કોઇ નવચંદરીના સમાચાર મળે ત્યાં ત્યાં રઝળે છે. દિવસ પછી દિવસની અને પછી તો પહોરે પહોરની ગણતરી કરે છે. એમ કરતાં એક વરસમાં એક દિવસ ઓછો રહ્યો. વેદાએ આપેલી અવધિ આવી ગઇ.

તે દિવસે ગોરવીઆળી ગામને પાદર પાણી સીંચતી પનીઆરી શેણી ગામે ગામ ભણીથી ચાલ્યા આવતા લાંબા લાંબા કેડા ઉપર મીટ માંડીને જોયા કરે છે કે ક્યાંય વીજાણંદ આવે ! ક્યાંય એક સો એક નવચંદરીઓનું ખાડું ગો–રજના ડમ્મર

ઉડાડતું આવે ! ક્યાંયે જંતરના સંદેશા લઇને પવનની લહરીઓ આવે !

આવે તો આજ આ કુવા કાંઠે પેટ ભરી ભરીને પીયે એટલું પાણી પાઉં: એની એકસો ને એક નવચંદરીઓને પણ મારે હાથે બેડાં સીંચી સીંચીને પાણીએ ધરવ કરાવું: લાંબો પંથ કરીને આવતા પિયુડાને માથાબોળ નવરાવું : એનાં લૂગડાં આ ઓઝત નદીની ધોળી ધૂળમાં ઘસીને ઉજળાં દૂધ જેવાં કરી સૂકાવું : તે દિવસ પાણી પાયું નહોતું એનો આજ બદલો વાળી દઉં : પણ વીજાણંદ તો દિવસ રોળ્ય કોળ્ય રહ્યો છતાં આવતો નથી પાદરથી નીકળતી ઓઝત નદીને શેણી પોકારે છે કે

ચડ ટીંબા ચડ ટીંબડી, ચડ ગુંદાળી ધાર
ઓજત ઉછાળો લઇ વીજાણંદ પાછો વાળ

ઓ બ્હેન ઓઝત ! તું ઉંચી ટીંબી ટેકરીએ ચડનારી છો. તું વીજાણંદને ક્યાંઇક આઘે આઘે જોઇ શકતી હોઇશ. ભલી થઇને એક વાર ઉછાળો મારી, એનો પંથ રોકી, તું એને ઝટ પાછો વાળ્ય

દિવસ આથમ્યો. આશા ઓઝતને કાંઠે મૂકીને શેણી બેડું ભરી ઘેરે ગઇ. જઇને જોવે છે તો વેદો હરખઘેલો થઇને બેઠો છે.

"બાપ શેણી !" વેદો બોલ્યો, "હવે અટાણે લાપસીનાં આંધણ મેલજે હો ગીગી ! ઇ કાળમખો નસેં પોગ્યો. ને આપણે ઉગરે ગાં ! અ ર ર ર ! મોળી હંસલી જીમી ગીગી ઈ કાગડાને હાથ જાત તો મોળો મોત બગડત ! મૂક્ય બેટા, ઝટ લાપસીનાં આંધણ મૂક્ય."

આંસુડે પલાળેલા લોટની લાપસી કરીને દીકરીએ બાપને ખવરાવી. ખાઇ પીને બાપ તો ઘસઘસાટ ઘોંટયો. પણ શેણી શે સુખે સુવે ! આખી રાત પવનમાં કમાડ ભભડે તો ઝબકે છે

કે એ વીજાણંદ આવ્યો ! પવનના સુસવાટામાં જાણે કે વીજાણંદની વીણા રોતી લાગે છે ! ને પલકવાર ઝોલું આવતાં જ સ્વપ્નામાં વીઝાણંદને ઠપકો દેવા લાગે છે કે "અરે ભુંડા ! રસ્તે આટલો બધો ખોટીપો ? કોણ કામણગારૂં તને મળ્યું'તું ?"

આખી રાત અઝંપામાં ગાળી. પ્રભાતે ઉઠીને શેણીએ પોતાનું પોટલું બાંધ્યું. બાપુની પાસે હાથ જોડીને બોલી,

"બાપુ ! ડમણી જોડાવી દેશો ?"

"કાં બાપ ? કીસેં જાવો છે ?"

"હેમાળે ગળવા !"

"અરરર ! દીકરી ! ગાંડી થે ગી ! આવડી અવસ્થાએ વેરાગ કીસેથી આદો ! ભણેં બાઇ ! હવે તું બ્હી મા. હવે આપણી બે માતર ટળે ગી. હવે તોળા સાટુ મું સારો ઠેકાણો જોવા નીકળતો સાં. હેમાળે ગળવા તે જવાય મારા ઓધાર !"

"બાપુ !" શેણીએ ધરતી ખોતરતાં ખોતરતાં સંભળાવ્યું. "બાપુ, હવે એ બધી આશા મેલી દ્યો. હવે તો

વીજાણંદની વરમાળ, બીજાની બાંધું નહિ
ચારણ હોય લખ ચાર (એને) બાંધવ કહી બોલાવીએ

તે દિવસે બાપને જાણ થઇ કે દીકરી તો વીજાણંદના નામની જ માળા ફેરવે છે ! બાપે બહુ સમજાવી. છેલ્લો જવાબ વાળી દીધો કે

"હવે તો બાપુ, એ આવે કે ન આવે ! હવે અવધિ પૂરી થઇ. ને હવે તો મળશું હેમાળાના ખોળામાં, નીકર આવતે અવતાર. હવે મારો મારગ રોકશો માં."

ગામનાં માણસો હજાર હજાર વાતો કરીને મનાવવા લાગ્યાં કે "બીન ! રોકાઇ જા. હજી એ આવશે."

" આવી રહ્યો બાપ ! હવે આવીને મ્હોં શું દેખાડે ?"

કોઇ બોલ્યું " અરે ગોગી ! વાવડ કઢાવીએ. "

સાંભળી સાંભળી અને શેણીએ કહ્યું,

મત્યું શું દીયો માનવી જણુ જણુની જૂજવી,
ડાહ્યપ એવડી હતી (તો) વીજાણંદ કાં વાળ્યો નહિ.

અરે હે માનવીઓ ! હવે આવી રીતે તમે દરેક જણ જૂદી જૂદી શીખામણો શું મ્હોં લઇને આપો છો ! એટલું બધું ડહાપણ હતું ત્યારે વીજાણંદને તે દિવસે કાં પાયો ન વાળ્યો !

ડમણીમાં બેસાને સોળ વરસની શેણી ચાલી નીકળી. માર્ગે અલક મલકની સીમો વીંધતી જાય છે અને વિયોગે વલવલતી જાય છે કે

મારગ કાંઠે મઢી કરૂં, વોરૂં જોગણના વેશ
ગોતું દેશ વદેશ વાવડ દ્યો વીજાણંદના

રસ્તાને કાંઠે હું મઢુલી બાંધીને જોગણનો વેશ લઇ બેસીશ. દેશોદેશ હું વીજાણંદની શોધ કરીશ. અરે કોઇ મને વીજાણંદનો પતો આપો !

માર્ગે ભાલ પ્રદેશ આવ્યો. ગામડાંની બજારે નીસરીને શેણી સાદ પાડતી જાય છે કે ઓ ભાઇઓ !

(કોઇ) જંતર વાળો જુવાન ભાલમાં ભુલો પડયો
શેરીએ પડાવું સાદ વાવડ દ્યો વીજાણંદના

" હા, હા બાઇ, થોડા દિ' પહેલાં જ એવો એક જુવાન આંહી નીકળેલો. નવચંદરી ભેંસોના વાવડ પૂછતો હતો. " એમ માણસો પતો દેવા લાગ્યાં.

"દેખાવે કેવો હતો ?"

લાલ સુરંગી ધોતીએ કેસર ભીને વાન
હાલ્યો જાતો હાટડે જંતરવાળો જુવાન

"કઈ દશ્યે ઉતર્યો ?"

"નવચંદરીની ભાળ્ય લેતો લેતો આમ ઉપલા મલકમાં ચાલ્યો ગયો લાગે છે, બાઇ !"

સાંભળીને ત્યાંથી શેણી પગપાળી દોડવા લાગે છે. આ જાય ! આ ચાલ્યો જાય ! એમ માણસો એંધાણી દેતાં જાય તેમ તેમ તો જલ્દી એને ઝાલી લેવા માટે વેગથી આગળ વધવા દોડે છે. પણ એનાથી કેટલુંક દોડાય ? વટેમાર્ગુના દેખતાં શી રીતે દોડાય ?

ચાલું તો ચુંકું નીકળે, દોડયે લાજી મરૂં,
વીજાણંદ વાગડ ઉતર્યો ઉભી પોત્યું કરૂં.

હું ચાલું છું તો પેટમાં શૂલ નીકળે છે. દોડતાં તો હું લજ્જા પામું છું. અને વીજાણંદ તો છેક વાગડમાં ઉતરી ગયો દિસે છે. લાકડી ઉપર મારી ધાબળી ચડાવીને હું વનરાઇમાં ફરકાવતી જાઉં છું–જાણે કયાંઇક દૂર ચાલ્યો જતો વીજાણંદ મારી એ નિશાની દેખીને ઉભો રહેશે.

એમ અરધી ઘેલી બનીને પંથ કાપતી કાપતી સતી શેણી હિમાલયના ચરણોમાં પહોંચી. આશા છોડીને ઉપર ચડવા લાગી. તીર્થે તીર્થ કરતી કરતી ઉંચાં શીખરોમાં દાખલ થઈ ગઇ. ઋષિ મુનિઓની ધુણીઓ આઠે પહોર ધખી રહી છેઃ આલેક ! આલેક ! અને ૐકારના અઘોર નાદ શિખરે શિખરથી પડછંદા બોલાવે છેઃ અપ્સરાઓ સ્નાન–ક્રીડા કરવા આવતી હોય તેવાં સરોવરો હીલોળા ખાઇ રહ્યાં છેઃ મઢીએ ભગવાંધારી ને કાં ભભૂતધારી તપસ્વીઓનાં પહોળાં ગળાં હોંકારા દઈ રહ્યાં છે.

એવા જાગતા જીવતા હિમાલયની લીલી, રાતી, પીળી ને ગુલાબી એવી અઢાર ભાર વનસ્પતિમાં થઈને વરૂ વાઘની ત્રાડો સાંભળતી શેણી થાકયા વિના ચાલી જ ગઈ. મઢીઓ મેલી, માનવી મેલ્યાં; વનસ્પતિ મેલી ને વાઘ વરૂ મેલ્યાં; અને કયાં આવી?

જ્યાં ચારે દિશાએ બરફના ડુંગરા છેઃ જ્યાં ઉપરથી યે બરફ વરસે છેઃ નીચેનાં નીર પણ જ્યાં ઠરીને હીમ થઈ ગયાં છેઃ સૂરજનો તાપ જ્યાં ડોકીયું યે કરતો નથીઃ એવા અઘોર એકાંતમાં, સોળ વરસની કંકુવરણી ચારણીનાં પગલાં પડયાં. ત્યાં શેણી હેમાળો ગળવા બેઠી.

બેઠીઃ ઘણો સમય બેઠીઃ પણ શરીર ગળતું કાં નથી? પાંડવો સરીખાનાં લોખંડી હાડ જ્યાં ઓગળી ગયાં, ત્યાં આ માખણ જેવી નાની શી' દેહડી કાં લોઢાની માફક સાબુત રહી છે?

" હે બાપ હેમાળા! હે મોક્ષપુરીના દ્વારપાળ! હે સતી પાર્વતીના પિતા! હું ય તારી દીકરી થઈને તારે ખોળે સમાવા આવી છું. મારાં એવાં તે શાં ઘોર પાતક દીઠાં, કે મને તારા પાષાણોથી પણ તેં વધુ કઠોર હૈયાની માનીને તરછોડી? આવડી વેદના હું આ બરફની ચિતામાં બેઠી બેઠી કયાં સુધી ખમીશ! મને ઝટ તારા શરણમાં લે."

જવાબમાં જાણે હિમાલય સામા હોંકારા દેવા લાગ્યો : "બેટા! તું બાળકુંવારી કહેવા. એકલું આંહી કોઈ ઓગળી શકે નહિ. અને તારા અંતરમાં બીજું માનવી બેઠું છે. જા બાપ, પરણીને પછી બેલડીએ ગળવા આવજે."

"હવે તો પાછી ફરી રહી! પાછી જઈને કયાં ગોતું? પંથભૂલ્યો એ જંતરવાળો હવે મને કયાં ભેટે? હે બાપ! રામચંદ્રજીએ જાનકીજીની પૂતળી કરીને જગન–ટાણે પડખે બેસાડેલીઃ તો હું ય મારા સંકલ્પના સ્વામીનું પૂતળું કરીને આંહી જ પરણી લઉં છું."

હાડ હેમાળે નવ ગળ્યાં, સોહામણ શેણી તણાં
(તેથી) પરણેવાં પડયાં, કાસા કેરે પૂતળે

'કાસ' નામના દર્ભનું પૂતળું કરીને શેણીએ એમાં વ્હાલા વીજાણંદને સંકલ્પ મૂકયો. પૂતળાને પોતાની ગોદમાં બેસાડીને મના કુંડ સરીખા એ શિખરને ચાર આંટા દીધા અને પછી પૂતળાને ખોળામાં લઈ શેણી બરફમાં બેસી ગઈ. આગ લાગી હોય તેવી રીતે અંગ ઓગળવા લાગ્યું. પગમાંથી લોહી શોષાય છે. ઘડી પહેલાં જે પગમાંથી કંકુવરણી કાંતિ ફુટતી હતી, તે પગ શ્યામ પડી ગયા. પગમાંથી પ્રાણ જાતા રહ્યા. જોતજોતામાં તો ગોઠણ સુધીનાં હાડકાં પણ ગળીને પાણી થઈ ગયાં. ત્યાં તો ડુંગરાનાં છેટાં છેટાં શિખરોમાંથી

શેણી ! શેણી ! શેણી !

એવા શબ્દ સંભળાણા.

"અરે આ મારા નામના સાદ કોણ દે છે ?"

ફરી વાર અવાજ ઊંડા ગાળામાં ઉતરી ગયા.

"ફટય છે જીતવા ! હજુયે એના ભણકારા ! હે અભાગીઆ જીવ ! હવે ચીથરાં ન ફાડ."

ત્યાં તો ફરી વાર શેણી ! શેણી ! શેણી ! એવા સાદ ઢૂકડા સંભળાણા.

શેણી ! શેણી ! શેણી ! એવા સાદ ફરી વાર ઢુકડા ને ઢુકડા આવવા લાગ્યા. અને સામે સાત ડુંગરા એક સામટા પડઘા દેવા લાગી પડયાઃ શેણી ! શેણી શેણી !

કામળી સંકોડીને શેણીએ બરફની બેખોમાંથી સામો જવાબ વાળ્યો,

"હાલ્યો આવ્ય ! હાલ્યો આવ્ય ! હાલ્યો આવ્ય !"

અવાજને એંધાણે એંધાણે એક આદમી દોડ્યો આવે છે. પથરામાં ઠોકરો ખાતો પડતો લોહીલોહાણ થાતો, ને છતાં પણ પાછો ઉઠીને કાયા ખંખેરી દોડતો ભર્યે શ્વાસે ચાલ્યો આવે છે. મ્હોંમાં શેણી ! શેણી ! શેણી ! સિવાય બીજો શબ્દ નથી.

બરફની ઉંચી દિવાલોવાળા એ ગાળામાંથી, ઝાંખે ઝાંખે અજવાળે, જેમ કોઇ બે ઓળા પડયા હોય, તેમ બન્નેએ એક બીજાને નિહાળ્યાં : જંતરવાળો જુવાન ઉંચી ભેખડ ઉપરઃ અને હાડગળતી શેણી નીચે, બરફના કુંડમાં.

દૂબળા પડી ગયેલા અવાજે શેણી બોલી : "વીજાણંદ ! આવી પહોંચ્યો ! "

" પહોંચ્યો છું મારા પ્રાણ ! એક જ દિવસનું મોડું થયું. પણ તારા બાપને એકસો ને એક પૂરી નવચંદરીયું ગણી દીધી છે, શેણી ! હવે હાલો ! હાલો ! ઓઝતને કાંઠે ખોરડાં કરીએ."

" હવે તો વૈતરણીને કાંઠે ખોરડાં કરશું વ્હાલા ! હવે હાલી રીયાં ! "

" શેણી ! ઓ શેણી ! શુ થયું ?" ઉપરથી પડછાયો બોલે છે.

હાડાં હેમાળે ગળીયાં જે ગૂડા લગે
વીજાણંદ વળે ઘણમૂલા જાને ઘરે

હે મહામૂલા વીજાણંદ ! મારાં હાડકાં ગોઠણ ગોઠણ સુધી તો આ હિમાલયમાં ઓગળી ગયાં. માટે હવે તો હે વ્હાલા ! તું પાછો વળીને ઘેરે ચાલ્યો જા !

" પગ ઓગળી ગયા ? ફિકર નહિ, ફિકર નહિ !

વળ વળ વેદાણી, (તું) પાંગળી હો તોય પાળશું,
કાંધે કાવડ કરી, (તને) જાત્રા બધી જુવારશું.

ઉભી થા. પાછી વળ ઓ વેદાની પુત્રી ! તું લુલી થઈ ગઇ હોઈશ તો પણ હું તને કાવડમાં બેસારી, મારા કાંધ પર

ઉપાડી, અડસઠે તીર્થોની યાત્રા કરાવી આવીશ. પાછી વળ! ઓ પ્રાણાધાર, પાછી વળ!

ફરી વાર અંધારેથી દૂબળો અવાજ આવ્યો: "બસ વીંજાણંદ! હવે પાછી વળી રહી! હવે તો બહુ આઘી નીકળી ગઈ. અને હવે તું યે શીદ પાછો વળછ? તારા નામના પૂતળા સાથે ચાર મંગળ વર્તીને જ હું બેઠી છું. આવી જા ચારણ! મારે પડખે બેસી જા! પછી આપણને કોઇ વિખુટાં પાડી શકશે જ નહિ. આવ! ઘડીઓ જાય છે, ને હવે વાર નથી, બેસી જા!"

શિખર ઉપર ઉભેલો ઓળો થોડીવાર હલ્યો. જાણે બે ડગલાં નીચે ઉતર્યો. પાછો જાણે એ પડછાયો ઉંચે ચડી ગયો. સામો જવાબ પણ આવ્યો નહિ.

"આવ છ કે?"

બેખડોમાંથી પડઘો ઉઠયો: "આવ છ કે?"

"બસ ચારણ! જીવતર વા'લું છે હજી? કાંઇ વાંધો નહિ. પણ ચારણ! છેલ્લી એક અબળખા રહી ગઇ છે. મરતાં મરતાં તારૂં જંતર સાંભળવું છે.

> વીંજાણંદ જંતર વગાડ હેમાળો હલકું દીયે
> મોહ્યા માછલમાર, માછલીયું ટોળે વળે.

"એકવાર બજાવી લે."

ખંભેથી બીન ઉતારીને ચારણે ટેરવાં ફેરવ્યાં. ઝાંખે અજવાળે વાજીંત્રના સૂર રડવા લાગ્યા. અંધારૂં કંપી ઉઠયું. હિમાલય પહાડ હોંકારા દેવા લાગ્યો. પડખેના સરોવરમાં જાળ નાખતા મચ્છીમારો થંભી ગયા. અને માછલીઓ એ ગીત સાંભળવા ટોળે મળીને પાણી ઉપર પોતાનાં ચળકતાં મ્હોં રાખી ઉભી રહી.

વાજીંત્ર વાગે છે: અને ગીતને તાલે તાલે બરફમાંથી રામ! રામ! રામ! રામ! એવા જપ બોલાય છે. જાપ જપાતા

રામા ને જંતર વગડતું જ રહ્યું. એક તરફથી રામ નામના અવાજ ધીરા પડવા લાગ્યા. બીજી તરફથી જંતરના તાર વધુ ને વધુ જોરથી ઝણેણાટી દેવા લાગ્યા. આખરે રામનામના ઉચ્ચાર અટકી ગયા, ને ભેખડ ઉપરથી એક ધડાકો થયો. બેભાન જંત્રીના હાથમાંથી જંતર નીચે પછડાયું.

જંતર ભાંગ્યું ઝડ પડી, ત્રટયો મોભી ત્રાગ
વેદાની શેણી હલ ગઈ, જંત્રી ન કાઢે રાગ

વાજિંત્ર પટકાઈને ભાંગી ગયું, અંદર તરડ પડી ગઈ. એનો મુખ્ય તાર પણ ત્રૂટી પડયો. વેદા ચારણની પુત્રી શેણીના પ્રાણ ચાલી નીકળ્યા; એટલે હવે વીણાનો બજાવનાર પણ સૂર કાઢતો અટકી ગયો, અને

શેણી જેવો સંગાથ વળાવી વીજાણંદ વળ્યો
ભૂખે ખાધું ભાત પેટ ભરી પામર જી

શેણી જેવા સંગાથને હિમાલયમાં વળાવીને વીજાણંદ ચારણ ખાલી હાથે પાછો વળ્યો. અને જીવતર ટકયું ત્યાં સુધી પામર માનવીની પેઠે પોતાના ભૂખ્યા પેટને ભરતો રહ્યો !*

---

* અનેક ચારણો એમ કહે છે કે શેણીને વીજાણંદ ઉપર પ્રીતિ હોવાની વાત બનાવટી જ છે શેણી તો જોગમાયાનો અવતાર હતી અને એણે તો પોતાના પિતાને બાલ્યાવસ્થાથી જ કહી રાખેલું કે 'મારો સંબંધ કરશો જ નહિ,' તેથી પોતે તો વીજાણંદથી બચવા માટે જ હિમાલય નાસી ગયેલાં.

મેં આ વાર્તામાં બન્ને પક્ષનો પ્રેમ હોવાની હકીકત સ્વીકારી છે, તે આ પ્રાચીન દુહાઓ પરથી. ન પરણવાનો નિશ્ચય હોવા છતાં પણ શેણીને વીજાણંદ પર વહાલ ઉપજ્યું, એ તો ઊલટું એની પ્રીતિની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરે છે. અને આવા પરમ પવિત્ર પ્રેમાવેશથી તો એનું 'સતીપણું'–અથવા 'જોગમાયાપણું' ઊલટું વધુ ઉજ્જવલ બને છે. બીજી અનેક ચારણી સતીઓ પણ પરણેલી હતી જ. સંપાદક

# દેહના ચૂરા

નીચે પેટાળમાં માટી ને નાનાં નાનાં ઝાડવાં : અને ઉપર મથાળે જાણે કોઇ માનવીએ ચડાવી ચડાવીને ગોઠવી હોય તેવી સો સો મણની કાળી શિલાઓ : એની જાતનો એક ડુંગરો શિહોર ગામની પાસેથી શરૂ થાય છે. અને ત્યાંથી ચાલતો થઇ, વચ્ચે વચ્ચે ક્યાંઇક ધરતીના પડ નીચે સમાતો, ક્યાંઇક થોડો બહાર દેખાતો, ને ક્યાંઇક આકાશની વાદળીઓ સાથે રમવા ઉંચો ઉછાળા લેતો એ ડુંગરો, લોંઅના ડુંગરની નજીકમાં જઇ રસ્તાના રામ રામ કરતો કરતો, રાજુલાનો ડુંગર, સોમનાથનો ડુંગર, ક્ષાતરધાર અને ધુંવાંસનો ડુંગર—એવાં એવાં નામ ધારણ કરતો, ગીરની સરહદ ઉપર સાણા ડુંગરને નામે રોકાઇને ઉભો રહ્યો છે. ત્યાં આવીને ગીરની અનેક ટેકરીઓ એને વીંટળાઇ વળે છે. એ આખી યે શિખરમાળાએ મોટાં ફળ—ઝાડ કે બહોળી નદીઓનાં નીર નીપજાવ્યાં નથી. કેવળ બાવળ અને કેરડાની ઝાડીમાં થોડો ગુંદર ને ગરીઓનું અથાણું જ ઉત્પન્ન કરેલ છે. છતાં એણે જોગીદાસ જેવા બારવટીયાને ઓથ દીધી છે, અને ચારણ આયરોની ગાયો ભેંસોને અખૂટ ઘાસનું અક્ષય-પાત્ર દીધું છે.

એ આખી ડુંગરમાળનો સાણા નામે ઓળખાતો છેલ્લો ડુંગર આશરે એંસી વીઘાની જમીન પર પલોંઠી વાળીને બેઠો છે. આખો યે ડુંગર 'પોલો' કહેવાય છે. કેમકે એની અંદર અનેક ભોંયરાં છે. અંધારાં, સાંકડાં, હિંસક પ્રાણીઓને છુપાવાનાં ભોંયરાં નહિ; પણ સરખે સરખા કંડારેલા ઓરડાઓ, જેમાં આજે પણ માલધારીઓ ઢોર લઇ જઇને ઉતારા કરે છે. એક પણ ગુફા અણસરખી કે અણઘડ રીતે કોરેલી નથી. તમામને કોઇ પ્રવીણ કારીગરે શોભીતા, પ્રમાણસરના ઘાટમાં ઉતારેલી દેખાય છે. ફક્ત બારણાં જ ચડાવવાં બાકી હોય એવાં સરખાં તો પત્થરનાં બારસાખ છે. ત્રણ ત્રણ ઓરડે અક્કેક તો મીઠા પાણીનું ટાંકું છે. એ ટાંકાં કેટલાં ઉંડાં છે તે આજે પણ કોઇએ જાણ્યું નથી. ગુફાએ ગુફાએ બંદૂકો માંડવાના મોરચા છે. એ બધું ય પત્થરોમાંથી જ કંડારી લીધેલું છે. કહે છે કે આંહી પાંડવો વસતા. પણ આપણે એટલા ઉંડા ભૂતકાળમાં આજે જવું નથી. આપણે તો દોઢસો બસો વરસ પૂર્વેની એક પ્રેમ-કથાને, આ સાણાની ગુફાઓમાં બેસીને સંભારીએ છીએ. આપણને નથી માલૂમ કે અક્ષર ન લખી જાણનારી એ કોટાળી કુંવરે આમાંથી કઇ ગુફાની ભીંતો ઉપર એકાંતે બેઠાં બેઠાં પોતાના પ્રેમીજન શાણા રબારીની આકૃતિ આલેખવા માટે કોયલાના કાલાઘેલા લીંટા કર્યા હશે !

ચભાડ બાબરીઆની એ જુવાન દીકરી કુંવર એક દિવસ મોટે પરોઢીયે ભરનીંદરમાંથી જાગીને કાન માંડી સાંભળી રહી છે. ધુંવાસના ડુંગર ઉપરથી ટાઢે બપોરે કોઇ મીઠા ગળાની સરજૂઓ ચાલી આવે છે. ગીતનાં વેણ તો હા....હે....હૂ....હે સિવાય બીજાં કાંઇ સમજાતાં નથી, પણ શબ્દોની જરૂર ન પડે એવી એ રાગણીઓમાંથી જ આપોઆપ અર્થ ઉઠે છે. એકાંતે વગડામાં આવીને કોઇક માતાનો ભગત દેવીની સ્તુતિના ઘોરતા સૂરો કાઢી અડખે પડખેની ચારે દિશાના સીમાડાને ભીંજાવી

નાખે છે. એક માનવી ગાય, અને લાખોને શ્વાસ લીધા વિના સાંભળવાનું મન થાય, એવી એ સરજૂઓ ગવાય છે. ચાંદરડાં હજુ આથમ્યાં નથી. નવરંગી ઝગારા કરતાં નક્ષત્રો પણ નૃત્ય કરતાં કરતાં ધરતીની સરજૂઓ સાંભળે છે.

સાંભળતી સાંભળતી કન્યા કુંવર કાગાનીંદરમાં ઢળે છે. ઉઠવાનું મન થાય છે પણ ઉઠાતું નથી. સરજૂના સૂર હવામાં તરે એવા હળવા છતાં યે કુંવરનાં પોપચાં ઉપર ચડીને સીસા જેવા વજનદાર લાગે છે. આંખડીઓ ઉઘડી ઉઘડીને ઘેરાય છે. આભમાંથી બે તારોડીયા તૂટીને નીચે પડયા હોય એવી એ બે આંખો દિસે છે.

પ્રભાતે કુંવર ટાંકાંને કાંઠે પાણી ભરતી ભરતી પનીઆરીઓની વચ્ચે વાતો થતી હતી તે મુંગી મુંગી સાંભળે છે !

" આટલું બધું વ્હેલું ઇ કોણ આરડે છે ? "

" ઓલ્યો વાંગરનો રબારડો–રાણો; આંહીં ધુંવાસને ડુંગરે બેંસું લઇને આવ્યો છે. "

" અધરાતુંનો ઉંઘવા જ દેતો નથી. "

" અને દિ'એ જોયો હોય તો ય બ્હી મરીએં એવો છે. વરોળ બેંસ માથે બેસીને નીકળે તે ત્યારે બરાબર જમ રાજા જોઇ લ્યો. "

સરજૂઓ સાંભળવાનું તો કુંવરને બંધાણ વળગ્યું. રોજ ભાંગતી રાતે એની નીંદર ઉડી જાય છે. અને ધુંવાસના શિખર ઉપર લાકડીનો ટેકો લઇને છત્રપતિ જેવો ઉભેલો એક શ્યામવરણો જુવાન રબારી હીરે મઢેલા આભ સામે નજર રાખી ફુલાવેલી છાતીએ માતાનાં અકળ અગમ ભજનો ગાતો હોય, એવું રૂપાળું ચિત્ર કુંવરની કલ્પનામાં ખડું થાય છે. સરજૂના સૂર જાણે કોઇ એક રૂડી આકૃતિ આલેખી રહ્યા છે. પ્રથમ પ્રીતની ગાંઠ એ રીતે સરજૂઓના સૂરથી બંધાઇ.

પછી એક દિવસ કુંવરે એ સરજુ ગાનાર રબારીને નજરોનજર જોયો. પોતાનાં ભાઇ–બાપ પણ ખાડુ ઘેળાને સાણાના ડુંગરમાં ધુંવાસ તરફ ચારવા ગયા. ત્યાં સરજુ ગાનાર જુવાન રબારી રાણો પણ ભેળો થયો. સહુની ભેંસો ભેળી થઇને ચરે છે, માદણાં ખુંદે છે, મુંગી મુંગી જાણે રાણા–કુંવરની સામસામી ઓળખાણો કરાવે છે. નાનાં નાનાં ઝાડવાંની ઘટામાં ચલમો ભરી ભરીને પીનારા ભાઇ–બાપ માટે કુંવર રોજ બપોરના ભાત લાવે છે. રાણો રબારી પણ પોતાની ફાંટેથી બે રોટલા છોડીને ભેળો બેસી જાય છે. ગાડાના પૈડા જેવા બે રોટલા પચાવી જનાર જુવાનને કુંવરે નિહાળી નિહાળીને જોઇ લીધો. પણ જાણે જુગ જુગ સુધી જોયા જ કરૂં એવી મીઠાશ એની આંખોમાં છવાઇ ગઇ. રબારીના મ્હોંની કાળપ એના ગળાના ગાનની મીઠપમાં બુડી ગઇ. કાળો મેહુલો, કાળી કોયલ, ઘેળાં અમૃત દેનાર કાળી ભેંસો, કાળો વાસુકી નાગ, કાળો ભમરો, એવી એવી એક આખી ટીપ કુંવરના મનમાં લખાઇ ગઇ. એમાં શ્યામસુંદર રબારી રાણો પણ મળી ગયો.

કુંવરને જોઇ ત્યારથી રોજેરોજ રાણો વરોળ ભેંસ ઉપર સવારી કરીને પોતાના ખાડુને મોખરે ચાલ્યો આવે છે. અને રોજ ભાત આવવાનો વખત થાતાં તો ભેળા થવાના મુકામ ઉપર પહોંચી જાય છે. આવતો આવતો, આજુબાજુ કોઇ નથી ને, એટલી નજર કરીને દુહા રેલાવ્યે જાય છે કે :—

કુંવર કાળી નાગણી, સંકેલી નખમાં સમાય
(એનું) કરડયું ડગ નો ચાતરે, કુંવર ચાભાડય કે'વાય

[ કાળી નાગણી જેવું એના રૂપનું ઝેર છે. જેને એના પ્રેમરૂપી દાંત વડે એ કરડે, તે એક ડગલું પણ ભરી શકે નહિ. એને વશ થઈ જાય, એવી કુંવર, સાખે ચાભાડી કહેવાય છે ]

બાળે બીજાની ચાલ્ય, ડગમગતાં ડગલાં ભરે
હંસલા જેવી હાલ્ય કોટાળી કુંવર તણી

[ બીજી સ્ત્રીઓની ચાલ્ય તો ધડા વગરનાં ડગલાં ભરતી હોય છે. પણ મારી કુંવર તો હંસ ગતિએ ચાલે છે.]

બળે બીજાના વાળ, ઓડચેથી ઉંચા રીયા
ચોટો ચોસરીયાળ કડયથી હેઠો કુંવરને

[આગ ઉઠજો બીજી સ્ત્રીઓનાં માથામાં, જેના વાળ ગરદન સુધી પણ ન પહોંચે એવા જીથરકા (નાના) હોય છે. અને મારી કુંવરને માથે તો જુઓ ! કેવો રૂપાળો ચોટલો કમ્મરથી પણ નીચે ઢળકતો શોભે છે ! ]

એવાં, કુંવરની કાયાનાં રૂપ ઉપર મોહ પામીને આંધળો બનેલો રાણો પોતાની કુંવરને આશિષ દેતો અને બીજી બધી સુંદરીઓને ઉતરતી માની તિરસ્કાર આપતો રોજ આવે છે ને જાય છે.

એવી માયામમતા બાંધતાં બાંધતાં અબુધ પ્રેમીઓને એટલું પણ ભાન ન રહ્યું કે આપણ બન્નેની જાતો જુદી છે : એક છે રબારી, ને બીજી છે બાબરીયાની દીકરી : મીટે મીટ મિલાવીને બેય જણાંએ મુંગા મુંગા મનોરથો બાંધ્યા હતા તે થોડા દિવસમાં જ છેદાઇ ગયા. રાણો જોઇ રહ્યો છે કે આજ તો કુંવર ઘરાણે લુગડે સજ્જ થઇને ભાત દેવા આવે છે. પોતાને રીઝવવા માટે જ જાણે કેમ કુંવરે અંગ શણગાર્યું હોય એવી ભ્રાંતિમાં પડેલ રાણાએ તે દિવસ ત્રણ રોટલા ચડાવ્યા. તો ય જાણે ભૂખ રહી ગઇ. ઝરણાને કાંઠે જઇને કુંવર તાંસળીઓ ઉટકતી હતી ત્યાં જઇને પાણી પીવા માટે રાણો બેઠો. પાણીનો ખોબો ભરતાં ભરતાં રાણાએ પૂછયું કે

“ આજ જનમગાંઠ લાગે છે, કુંવર ! ”

નીચાં નેણ ઢાળીને કુંવરે કહી દીધું કે "હવેથી મને બોલાવીશ મા રાણા! કાંઇક રીત રાખતો જા."

"કાં!"

"મારૂં સગપણ થયું છે." એમ કહીને એણે અરધે માથે ગયેલ ઓઢણાને કપાળ સુધી ખેંચી લીધું.

"ઠીક જીતવા!" કહીને રાણો પાણીનો ખોબો ઢોળી નાખી ઉભો થઇ ગયો. તે દિવસથી કુંવરની સાથે પોતાને એક ઘડીની પણ ઓળખાણ નથી તેવી મરજાદ સાચવતો બીજે જ માર્ગે વળી ગયો. બેય જણાં એક બીજાનો પડછાયો પણ લોપતાં નથી.

થોડા જ દિવસ પછી રાણાએ એક જાનને સાણા તરફ જાતી જોઇ. બે દિવસ પછી જાનને પાછી પણ વળતી દેખી. પૂછપરછ કરીને જાણી લીધું : ઓહોહો!

રાણા રાતે પુલડે ખાખર નીંઘલીયાં
સાજણ ઘેરે સામટે આણાત ઉઘલીયાં.

જંગલમાં ફાગણ મહિને ખાખરાનાં ઝાડ રાતાં ચોળ રૂડાં કેસૂડાંના ફુલે ભાંગી પડતાં હોય, તેવી શોભીતી રાતી ચુંદડીઓ ઓઢીને આ કોણ ચાલ્યાં! આ તો ઘેરો એક જાનડીઓની વચ્ચે વીંટળાઇને ચાભાડી કુંવર આણું વળી સાસરે જાય છે!

ભલે જાય! ભલે જાય! ભલે કોઇ ભાગ્યશાળી આયરનુ ઘર સુખી થાય! એ પરાયી બને તો યે શું? એવી રૂપ ગુણવાળી સુંદરી તો જ્યાં હોય—આપણે ઘેર કે બીજાને ઘેર—ત્યાં એને ઇશ્વર સુખી જ કરજો!

બહુ બોલે ને બહુ બકે, લવ લવ કાઢે વેણ
કુરડજો એને કાળોતરો, (મર) હોય આપણાં શેણ

અરેરે, કોઇ બહુ બોલનારી, જીભ ઉપર કાબુ ન રાખનારી

નારી, ભલે પોતાની સ્ત્રી હોય તો યે એને કાળો નાગ કર-ડજો ! પણ

થોડું બોલે થરહરે, મરકીને કાઢ વેણ
(એને) કાંટો કે'દિ મ વાગજો, (ભર) હોય પારકાં શેણ

ઓછા બોલી, આંચકા ખાનારી અને મોઢું મલકાવીને જ શબ્દો ઉચ્ચારનારી સ્ત્રી, ભલે ને અન્ય કોઇની ઘર નારી હોય, તો યે એને કાંટો પણ ન વાગજો, એવી દુવા દઉં છું. અને વળી,

કાળમુખાં ને રીસાળવાં, નીચાં ઢાળે નેણ
(એને) કાળી નાગણ કરડજો, (ભર) હોય આપણાં શેણ

પણ

હસમુખાં ને હેતાળવાં, અમૃત વરસે નેણ
(એને) કાંટો મ વાગજો, (ભર) હોય પારકાં શેણ

(૨)

મેલ્યું વાંગર ને માઢીયું, મેલી મવાની બજાર
ડગલાં દિ' ને રાત ભરવાં પડે ભેરાઇનાં.

રાણાએ જાણ્યું કે કુંવર તો ભેરાઇને નેસ પોતાનાં સાસ-રીયાંમાં રહે છે. પોતાને અને કુંવરને તો હવે ચાર નજરો એક કરવાનો પણ વહેવાર નથી રહ્યો, છતાં પણ કુંવર ન જાણે તેમ એને નિરખી લેવાની લાલચને રાણો દબાવી શક્યો નહિ. એણે સદાને માટે પોતાનાં ગામ વાંગર ને માઢીયું મેલી દીધાં. મહુવાની બજારે હટાણું કરવાનું ધુંવાસને ડુંગરથી છેટું થઇ પડયું. એટલે વારેવારે ઘી વેચવા ને કપાસીઆ લેવા રાણો ભેરાઇ ગામે જવા લાગ્યો.

રાણો કે' રહીયું નહિ તનડું ટેક ધરી,
કક્કરા જોગ કરી હાથેથી હળવું પડ્યું

મનની ટેક ન રહી શકી. કુંવરને જોવામાં પણ પાપ છે, એવો નિરધાર કરી બેઠેલ પ્રેમી પાછો નબળો પડી, વિટંબનાઓ વેઠી કુંવરને મળવા ગયો. અને પોતાની મેળે જ હલકો બન્યો. અને થોડા વખત પછી એક દિવસ ભેરાઇમાં જઇને રાણાએ શું જોયું ?

જીવ ઢંઢોળે ઝુંપડાં, જૂને નેખમ જાય
ખોરડ ખાવા ધાય (તોય) મન વાર્યું વારે નહિ

જઇને જુવે ત્યાં ઉજ્જડ ઝુંપડાં પડેલાં. જૂનાં નેસડાંમાં રહેનારાં ભેરાઇવાળાં આહિરીયાં ત્યાંથી ઉચાળા ભરીને ઉપડી ગયાં હતાં. કોઇએ કહ્યું કે આખો કબીલો સાણાને ડુંગર ગયો છે. રાણો પોતાની થાકેલી ભેંસાને ફોસલાવી પટાવી હાંકતો હાંકતો સાણાના ડુંગરની ગાળી યે ગાળી ગોતી પથરે પથરે ભમ્યો. પણ

કાગા જમત હે આંગણે, ખનખન પથારા
સાણા સાજણ ક્યાં ગયાં, મેલીને ઉતારા

ત્યાં યે એ છિન્ન ભિન્ન થઇ ગયેલાં ઝુંપડાંને આંગણે કાગડા ચણી રહ્યા છે. બાકી બધું ઉજ્જડ, નિર્જન છે. રાણો સાણા ડુંગરને પૂછે છે કે "હે ભાઇ, આ ઉતારા છોડીને મારાં સ્વજનો ક્યાં ચાલ્યાં ગયાં ?"

સામે મશ્કરી કરતો હોય તેમ સાણો ડુંગર પડઘો કરી બોલ્યો "ચાલ્યા ગયાં !"

થોડે દૂર, રૂપેરી પાલવને જંગલમાં ફરકાવતી રાવલ નદી વાંકા ચૂંકા વળાંક લેતી ગીરના ડુંગરાની વચ્ચે થઇને ચાલી જાય છે. એને રાણો પૂછે છે કે

મોસર જેનો ચોટલો, નાક ભાતીલાં નેણુ
રાણો પૂછે રાવલને કોઇ દીઠાં મુંજાં સેણુ.

"હે રાવલ માતા ! જેનો ચાર સર્યે ગુંથેલ ચોટલો છે, અને જેનાં નાક તથા નેણ ધાટીલાં છે, એવી મારી સજનીને તેં ક્યાંયે જોઇ ?"

કોઇએ જવાબ આપ્યો નહિ. રાણો રઝળતો બંધ થયો. બાકેલી ભેંસોનું અંતર સાણામાં જ હતું. જે જૂનાં ભીંતડાં ખાલી કરીને કુંવર ચાલી ગઇ છે, તેની ઓથે જ રાણાએ ઉતારો કર્યો.

(૩)

કુંવરને ક્યાં લઇ ગયા હતા ? નાંદીવેલાને ડુંગરે. રાણો રબારી કુંવરની પાછળ ને પાછળ પતો મેળવીને ચાલ્યો આવે છે એવા સમાચાર કુંવરનાં સાસરીયાંને મળ્યા જ કરતા હતા. અને કોઇ ભયાનક દૈત્ય આવતો હોય એવો ભય પામીને એ બધાં કુંવરને લઇ નાસી જતાં હતાં. અંતે એ બધાં નાંદીવેલે નિરાંત કરીને રહ્યાં.

સાણે વીજું સાટકે, નાંદે અમારા નેસ
કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ

સાણા ડુંગર ઉપર વિજળીચમકારા કરે છે, અને કુંવરની નજરો ત્યાં લાગી ગઇ છે. એને રાણાના સમાચાર મળ્યા છે. એ કહેવરાવે છે કે હે રાણા ! અમારાં નેસડાં હવે નાંદીવેલા ઉપર છે. ને કુંજડીના બચ્ચા જેવી કુંવર તારા સિવાય પોતાનો સુહાગણનો વેશ સળગાવી રહી છે. તું કદિ કદિ આવજે.

એમ થાતાં થાતાં તો

આભે ધારાળા કાઢીઆ, વાદળ ચમકી વીજ
કૂંઢાને રાણો સાંભર્યો, આવી આષાઢી બીજ

આસમાનમાંથી મેઘની ધારાઓ નીકળી. વાદળમાં વિજ ઝબુઝી. કુંવરના હૃદયને રાણો સાંભર્યો. કેમકે આષાઢ મ નાની બીજ આવી.

કોટે મોર કણુકીયા, વાદળ ઝબુકી વીજ
કૂંઢાને રાણો સાંભર્યો, આવી આષાઢી બીજ

ગામડાંના ગઢ કોટ ઉપર અને ડુંગરાની ટોચ ઉપર મોર ટહુકયા. આષાઢી બીજ આભમાં દેખાણી. આજ મારો રાં પણ સાણા ડુંગરનાં શિખર પરથી બીજનાં દર્શન કરતો હશે અત્યારે અમારી બન્નેની નજરો ચંદ્રમા ઉપર ભેળી થઇ હશે હાશ ! આજ એ રીતે તો રાણાનો મેળાપ થઇ શકયો ! એ ચિંતવી ચિંતવીને કુંવર બીજચંદ્રનાં દર્શન કરે છે.

રાણાને પણ થોડા દિવસમાં સમાચાર પહોંચ્યા કે કુંવ નાંદીવેલામાં બેઠી છે. વટેમાર્ગુઓની સાથે રાણો કુંવરને બીજુ કાંઇ નહિ, ફક્ત રામ ! રામ ! કહેવરાવે છે. જવાબમાં કુંવ સંદેશા મોકલે છે કે

રાણુરામીયું રાણા (મને) પરદેશની પોગે નહિ
છેટાની સેલાણા વસમી વાંગરના ધણી

હે વાંગરના વાસી રાણા ! તારા રામ રામ મને આઘેથી પહોંચતા નથી, છેટાની વાટો બહુ વસમી છે. માટે તું આવ એક વાર આવ ! અને

રાખડીયું રાણા બળેવની બાંધી રહી
છોડને સેલાણા કાંડેથી કુંવર તણે

ઓ રાણા ! ગઇ બળેવે તેં આવીને સીમમાં પીપળાને છાંયે મ'ને કાંડ રાખડી બાંધી હતી. તેં કહ્યું હતું કે "ભગવાન તારી રક્ષા કરશે." પણ આ રાખડીથી રક્ષા તો થઇ શકી નથી. ઉલટું સાસરીયાં ભાળે છે એટલે મને સંતાપે છે. માટે હવે તો તું આવીને તારી રાખડી છોડી જા."

આવાં કહેણ સાંભળી સાંભળીને રાણાનો જીવ ઉચક થઇ ગયો. સાણે સુખ લાગ્યું નહિ. કુળલાજ ધણીયે વારે છે કે "રાણા ! ન જવાય." પણ વાસના બોલે છે કે "એક વાર ફકત દર્શન કરી આવીએ !" રાણો ઉપડયો :

સાણે મન સૂતું નહિ ધુંવાસને ધડે
આવ્યું આંટો લે રોતું મન રાણો ભણે

સાણામાં દિલ ઝંપ્યું નહિ. ત્યાંથી બે ગાઉ ધુંવાસનો ડુંગર આવ્યો. ત્યાં પગ થંભી ગયા. અને કુળલાજ વારેવારે આડી આવીને ઉભી રહેવા લાગી. છેવટે એની ચેતવણીનું પણ ઉલ્લંઘન કરીને રાણાનું રડતું હૃદય, સીધેસીધું નહિ પણ આંટા લેતું લેતું, અચકાતું અચકાતું, જોરાવરીથી ખેંચાતું ખેંચાતું આખરે નાંદીવેલામાં આવ્યું.

આહિરોએ રાણાને નાંદીવેલે રઝળતો દીઠો. મારી મારીને ડુંગર ઉપરથી ઉતારી મૂકયો. અને કુંવરનું ઓઢણું પણ દેખ્યા વગર રાણો ફરી સાણે ચાલ્યો ગયો,

રાણો કુંવર ! કુંવર ! કુંવર ! એવા જાપ જપે છે. અને ચોમાસાનાં વાદળાં ડુંગર ઉપર ઘેરાઇને ગડહડાટ મચાવે છે. પ્રીતિના તોરમાં ને તોરમાં રાણો એમ સમજે છે કે મારી નિરાધાર હાલત દેખીને સાણો ડુંગર હાંસી કરતો કરતો ઉછાળા મારે છે. એટલે રાણો કહે છે કે

કુંવર ઉછળે ભલ ઉછળે, (તું) શીદ ઉછળ સાણા
કુંવર કારણ મનાવશું, (તું) પડયો રે'ને પાણા

હે પત્થર ! હે નિષ્ઠુર ! કુંવર મારાથી રીસાઇને આમ તેમ કુદકા મારતી નાસે છે, એને તો કાલે જ મનાવી લેશું. પણ એમાં તું શીદ ઉછાળા મારે છે ?

(૪)

કુંવરના સંતાપ મનમાં જ સમાઇ ગયા છે. કયાંયે અંતર ઠાલવી શકાતું નથી. વેદના લધી ભીતરમાં ને ભીતરમાં સડસડી રહી છે. એમ કરતાં કરતાં કુંવરનાં આહાર પાણી પણ ઓછાં થઇ ગયાં. પરણીને આવ્યા પછી ધરાઇને ધાન કદી ખાધું નથી. એટલે શરીર ગળી ગળીને પીળું પડવા લાગ્યું.

સ્વામી પૂછે છે કે "આ શું થયું ?"

કુંવર કહે છે કે "શી ખબર ?"

સ્વામીએ શરીર તપાસ્યું. અણુધ માણસે રોગ પારખ્યો ! વહુને સારણ ગાંઠ થઇ છે !

સાંભળીને મનમાં કુંવર બોલી :

સારણ ગાંઠયું સગા, કાળજની કળાય નૈ
(એનાં) ઓસડ અલએલા, રાણાની આગળ રીયાં.

"હે મારા નાદાન સગા, એ સારણ ગાંઠો તો કાળજાની અંદર થઇ છે. તને એ નહિ દેખાય. અને એની દવા પણ કોઇની પાસે નથી. એ ઓસડ તો રાણાની પાસે જ રહ્યું."

પ્રગટપણે તો કાંઇ ન બોલી શકાયું. એટલે ઉંટવૈદ્યો હતા તેણે ભેળા થઇને મત બાંધ્યો કે "દ્યો વહુના પેટ ઉપર ડામ !"

અગ્નિમાં લોઢાના સળીયા ધગાવીને લાલચોળ કરવામાં આવ્યા. પછી વહુના હાથ પગ દાબી રાખી એના પેટ ઉપર સળીઆ ચાંપવામાં આવ્યા. ચંપાવરણું શરીર કાળું કદરૂપ બની

ગયું. ડામ પાકયા તેમાંથી રસી વહેવા લાગી. કુંવરની કાયા હાડપીંજર જેવી થતી ગઇ.

(૫)

સાણાનો વસવાટ વસમો થઇ જવાથી રાણાએ મધ્ય ગીરમાં ભેંસોને હાંકીને કુંવરથી જેટલું બને તેટલું અંતર પાડી નાખવા માટે મઝલ આદરી દીધી. અંતે એણે ચાચઇના ડુંગર ઉપર જઇને આશરો લીધો.

ભાતભાતની વનસ્પતિનાં મૂળીયાં વાટે થઇને વહીાં જતાં ગીરનાં પાણી પી પીને રાણાને શરીરે 'ગર લાગી;' એટલે કે ગીરનાં હવા પાણીથી હાથ પણ ગળતા થયા ને પેટ ફુલાતું ચાલ્યું. હાલી ચાલી શકાતું નથી. પોતાની ભેંસને શરીરે ઓથ લઇને એ રોગી પડયો રહે છે. એવે એક દિવસ એક કાગડો ઉંચે ઝાડની ડાળી ઉપર બેસીને, જાણે કોઇક કાસદીઓ આવ્યો હોય તેવી રીતે કા! કા! કરવા લાગ્યો. ભાનભૂલ્યા પ્રેમીએ માન્યું કે કાગડો કુંવરનો જ મોકલ્યો આવ્યો હશે!

કયાંથી આવ્યો કાગ વનરાવન વીંધે કરે
કહેને કેડાક પાર કીયે આરે કુંવર ઉતરી

કાગડા! તું આ વન વીંધીને કયાંથી આવે છે? તેં કુંવરને કયાંયે દીઠી? કયી નદીને આરે કુંવર જઇને ઉતરી છે કાગા રાજા! મારી કુંવરને તું પિછાને છે?"

પાતળ પેટી, પીળરંગાં, પસવને પારે
કુંવર કુંપો કાચનો ઉતર્યો કયે આરે

"પાતળી સોટા સરખી તો એના શરીરની કાઠી છેઃ રંગ ચંપકવરણો—પીળો છે, પસવ નામના પ્રાણી જેવી સુંવાળી તો

એની કાયા છેઃ કાચના સીસા સરખી નાજૂક છેઃ એવી કુંવર કયે કઠિ ઉતરી છે હે ભાઇ કાગા રાજા ?

અને હે ભાઇ ! કુંવરને જઇને એટલો સંદેશો દેજે કે

ગર લાગી ગૂડા ગળ્યા, પેટે વધ્યો પીયો,
કાગા ભણુજે કુંવરને રાણો ચાચઇ રીયો

રાણાને તો ગીરનું પાણી લાગ્યું છેઃ એના હાથ પગ ગળી ગયા છે. એનું પેટ વધી ગયું છે. અને હવે તો રાણો સદાનો ચાચઇને ડુંગરે જ રહી જશે, હવે મેળાપ નહિ થઇ શકે. માટે છેલ્લા જુવાર સમજજો !

કા ! કા ! કા ! કરતો કાગડો જાણે કે રાણાનો ટપાલીઓ બનીને ઉડી ગયો. અને હવે કુંવરને પોતાનો સંદેશો પહોંચશે એવી આશાએ રાણો રાહ જોતો પડ્યો રહ્યો. દિવસો દિવસ એનો દેહ પણ હાડકાનું માળખું હોય તેવો બનતો જાય છે. અને રાતે પણ પોપચાં બીડાતાં નથી. સદાય જાગે છે. નીંદર વેરણ બની છે.

રાણા એને રાત, પૃથમીને પોરો થયો
ન સુવે નીંદરમાંય હૈયું કાંકણુહારનું

હે રાણા ! આ રાત્રિયે તો પૃથ્વી આખીને વિશ્રામ લેવાનો સમય છે. તમામ જીવ જન્તુ ને માનવી પોઢી જાય છે. નથી સુતું એક કાંકણહાર નામનું પક્ષી. એને એકને ઝંપ નથી. એની માફક આ મારા હૃદયને પણ ઉજાગરા કરવા સરજાયા છે.

અને હાય રે ! આ બધાં વીતકો ક્યાંથી વીત્યાં ? મેં શા માટે વાંગર, માઢીયું ને ડોળીયું જેવાં વતનનાં ગામડાં મૂકીને આ ગીરના મારગ લીધા !

આછર પાણી આંબડે, ચરવા કંકોભેલ કાસ,
મેલું ને નો મેલાવીયેં ડોળીસરનો વાસ

આંબડા કુવાનાં આછાં તેલ જેવાં પાણી અને ચરવા માટે મીઠું ઘાસ: એવો ડોળીયા ગામનો વસવાટ મારી ભેંસોને મેં શીદ છોડાવ્યો !

હાડકાના માળખા જેવું સુકાયેલ શરીર લઇને એક દવસ રાતે રાણો સુતેલો છે. હવે પોતાના પ્રાણ ઝાઝા દિવસ ટકશે એવી એને આશા નથી. પોતાની પથારીને વીંટીને બેઠેલી ભેંસોને પોતે હાથ જોડીને વારંવાર વિનવે છે કે “માતાજીયું ! હવે તમે તમારે માર્ગે ચડી જાઓ. કોઇક ઘરધણીઆણીનો આશરો ગોતી લ્યો. હું તો હવે તમને સાચવી નહિ શકું.”

પણ ભેંસો તો એ આઘેરી ચરવા પણ નથી જાતી. એનો ચારનારો પથારીએ પડયો છે. એને કોઇ ગીરનું પશુ ઇજા ન કરી જાય, તે માટે તો ભેંસો આઠે પહોર ચોકી કરે છે.

રાત પૂરી થવા આવી છે. ચાંદરડાં હજુ આથમ્યાં નથી. રાત્રિ જાણે કોઇક જુગજુગની વિજોગણ હોય અને એના કાળા ભમ્મર કેશ વિખરાઇ પડયા હોય, એવું અંધારૂં આખી ગીર ઉપર પથરાયું છે. એવે પરોડિયે જાણે તારોડીયા, ઝાડવાં ને ડુંગરા એ સુતેલા રબારીના કંઠની સરજૂઓ સાંભળવા માટે ટાંપીને બેસી રહ્યા છે. પણ સરજૂના સૂર તો સુકાઇ ગયા છે. કુંવર ! કુંવર ! કુંવર ! એવા જ ઉચ્ચાર ચાલે છે. અને સુતેલા રાણાને કાને કાગાનીંદરમાં ભણકારા આવે છે કે

“ રાણા ! રાણા ! રાણા ! ”

ઝબકીને રાણો જાગ્યો : “ કોણ ઇ ? ”

સામે ઉભેલા હાડપીંજરે જવાબ દીધો “હું કુંવર !”

બન્ને જણાં સ્વપનામાં હોય તેમ સામસામાં મીટ માંડી રહ્યાં. જુવે છે, પણ મનાતું નથી. અર્ધ અજવાળે ને અર્ધ અંધારે બે હાડપીંજરો સુનસાન ઉભાં રહ્યાં.

પરોઢની કિરણો ઉઘડી. બે ઓળા હતા તે અજવાળે ચોક્ખા દેખાણા. રાણાએ કુંવરનું ઉઘાડું, ઓઢણા વિનાનું અંગ દીઠું. અરરર ! કુંવર ! આ શું ?

(તારી) દેહડી ઉપર ડામ, ચાભાડી કેણે ચોડીયા
 કીયા વેરીનાં કામ કાયા બગાડી કુંવરની

"તારા ફુલ સમા દેહ ઉપર, ઓ ચભાડની દીકરી ! આ ડામ કોણે દીધા ? એવો કયો વેરી વેદ મળ્યો કે તારી કાયા બગાડી ?"

"અને રાણા ! તારે શરીરે આ શું થયું !" આંસુ ભરી આંખે કુંવરે પૂછ્યું.

"કાંઇ નહિ. કાંઇ નહિ. આપણ બેયના કાળલગ્નની આ તીથિ આવી. બેયને વિધાતાએ પાકી ચોળી દીધી છે. વાહ આપણાં રૂપ ! જગતનાં કયાં જોડલાં આવાં રૂપાળાં હતાં !"

"રાણા ! ભાગીને આવી છું. પણ મરવા આવી છું. લગન કરીને ઘર સંસાર માંડવા નથી આવી હો !"

"હું સમજું છું કુંવર ! આ ભવના ઘરસંસાર હવે મંડાઇ રહ્યા. હવે છેલ્લે કયારે પાણી છે. જીવવા સારૂ ભેળાં થવાય નહિ. આવ. બેસ. બથ ભરીને મરવા દે."

"હાં ! હાં ! રાણા ! હાડકાં ખડખડી પડશે.

રાણા આજુની રાત ભીંસી બથ ભરીએ નહિ
 હૈયાં કેરાં હાડ કુંવરનાં કચરાઇ ગયાં.

બન્નેએ પરસ્પર આલિંગન લીધાં. થોડીવારે બન્નેનાં ખોળીયાંમાંથી ભીંસાઇને પ્રાણ બહાર નીકળી ગયા. સળેખડાં જેવાં બે શરીરો સામસામા બાથમાં ભીંસાઇને વળગી રહ્યાં.*

* આવી રીતના મૃત્યુની બીનાનો, મહુવા પંથકના ચારણ ભાઇઓ વગેરે ઘણા લોકો મક્કમ ઇન્કાર કરે છે. તેઓ આ ઘટનાનો અંત એવી રીતે બતાવે છે કે,

રાણો સોડય તાણીને સુતેલો તે વખતે કુંવર નાસીને આવી. એણે ચુપચાપ રાણાનો ચોફાળ ખેંચવા માંડયો. પોતાની ભેંસો આ તોફાન કરતી હશે એમ સમજીને રાણાએ સુતાં સુતાં જ કહ્યું કે "હવે રેવા દોને માવડી!"

"માવડી" શબ્દ સાંભળતાં જ કુંવરથી બોલાઇ ગયું કે "એ તો હું કુંવર છું, રાણા!"

"તું કુંવર! બસ થઇ રહ્યું. મેં તને માવડી કહીને બોલાવી. હવે તું મારી મા બ્હેન થઇ ચુકી."

પોતાના સ્નેહને એવો પલટો આપીને રાણાએ કુંવરને બ્હેન કરીને રાખી. એના દાઢીવાળાને (પતિને) બોલાવ્યો. કુંવરને મોટો કરીયાવર કર્યો. અને પછી ઘેરે વળાવી.

ત્યારપછી રાણો વાંગર–ડોળીયામાં ચાલ્યો ગયો ને કુંવર વગેરે સહુ ભેરાઇ ગયાં. કુંવરે રાણાને કહેવરાવ્યું કે "ભાઇ, હવે આંહી આવીને તું રહે, તો મારૂં કાળજું ઠરે."

રાણે જવાબ કહાવ્યો કે

આછર પાણી આંબડે ચરવા કંકોળેલ કાસ
મેયુંને નો મેલાવીએ ડોળેસરનો વાસ

[હે બ્હેન! આ ડોળીયા ગામમાં-આંબડા કુંવાનાં મીઠાં પાણી :-અને ચરવા માટે મીઠું ઘાસ: એવું પ્યારૂં સ્થાન છોડાવીને હું ભેંસોને દુઃખ નહિ દઉં. વળી,

મેયું દાદર ને માછલાં (એને) પાણી હુંદો પ્યાર
રાણો કે' રેઢાં ન મેલીએ, (જેન) અમૃત તણા આહાર

[ભેંસો, દેડકાં અને માછલાં: એ ત્રણેને પાણી સાથે જ પ્રીતિ હોય છે. માટે એવાં પ્રાણીઓ, કે જેને અમૃતનો જ આહાર છે, તેને રેઢાં ન મેલાય.]



# ભૂત રૂવે ભેંકાર

નેસડામાં રાતે વાળુ કરીને સહુ માલધારીઓ બેઠાં હતાં. આઘેથી ભૂતના ભડકા સળગતા લાગે તેવી રીતે ચલમો ઉપરનો દેવતા ફુંકે ફુંકે ઝબૂકતો ને વળી ઝાંખો પડી જતો હતો. વરસાદ મોટે મોટે ફોરે ઠમ ! ઠમ ! ઠમ ! પડતો હતો, અને નીચાં નીચાં ઘરનાં નેવાં ટપકતાં હતાં તેનાં ટીપાં નીચે ખાબોચીયાંમાં પડીને ટપક ! ટપ ! ટપક ! ટપ ! એવા ભાત-ભાતના સૂર કાઢી કાંઇક વાતો કરતાં હતાં. આખી ગીર ઉપર અંધારૂં પથરાઇ ગયું હતું. વાત તો એમ ચાલતી હતી કે

" ભાઇ, હમણાં એક ચમત્કાર બની ગયો."

" શું ચમત્કાર ? "

" કંટાળે રામ નોળને ઘેરે એક ચારણ આવેલો : ચીથરે-હાલ ચારણ : વાર્તા કવિતા તો કાંઇ આવડે નહિ : પણ રામ નોળ જેવો આયર તે ક્યાંઇ થાવો છે બા ! સહુને આપે તેમ એને પણ શીખ આપી : ચારણ બંધાણી માણસ, પણ કંટાળે તો અફીણ રે'તું નહોતું : અને ચારણને ઉતાર આવી

ગયેલો : એટલે દિ' આથમી ગયો હતો તો યે રજા લઈને પડખેના ગામડામાં ઝટ પહોંચી જાવા માટે રવાના થયો : માંગડાને ડુંગર આવ્યો ત્યાં ભાન ભૂલીને રસ્તો ચૂકી ગયો : અંધારું ઠીકાઠીકનું જામી ગયું : અને નસો તૂટતી હતી એટલે ચારણ તો ડુંગર ઉપર ઢગલો થઈને પડી ગયો : થોડી વાર થઈ ત્યાં અંધારામાં પણ ઉજાસ મારે તેવાં ધોળાં બાસ્તા જેવાં લૂગડાં પહેરેલો એક માનવી ત્યાં આવ્યો અને ચારણના હાથમાં છેટેથી અફીણનો એક ગોટો નાખીને કહ્યું " લ્યો ગઢવા ! "

ગઢવો કહે " આ ક્યાંથી બાપ ? "

આદમી કહે " રામ નોળે મોકલાવ્યું છે. "

" ચારણે તુર્ત જ અફીણ ખાધું : ઝીંદગીમાં કદિ નહોતું આખ્યું તેવું અફીણ : શરીરમાં કાંટો આવ્યો એટલે ચારણ એ જ ટાણે પાછો વળીને કંટાળે આવ્યો : રામ નોળને પગે પડીને બોલ્યો " બાપુ ! ક્રોડ દિવાળી તારો વૈભવ ટકજો ! મને આજ નવું જીવતર દીધું."

રામ નોળ અચંબો પામીને કહે " કેમ ભાઈ ? "

" બાપુ ! મારી વાંસે ડુંગરામાં અફીણ પોગતું કર્યું, એ તો રામ નોળ વિના બીજો કોણ કરે ? "

" ના ભાઈ ! અમને તો ખબર પણ નથી. ગઢમાં તો ચણોઠી જેટલું પણ અફીણ ન મળે ! કોણ આવ્યું'તું ? "

" અરે બાપુ ! ધોળે લૂગડે જુવાન આદમી આવીને મને હાથોહાથ આપી ગયો ને તમારું નામ લીધું ! "

સાંભળીને સહુ એક બીજાના સામે સમસ્યાથી નિરખી રહ્યા. રામ નોળ એટલું જ બોલ્યા કે

" નક્કી એ માંગડા વાળો ! "

આવો ચમત્કાર બન્યો ભાઈ !

" ઓહોહોહો ! હજી યે શું માંગડા વાળાનો છૂટકારો નહિ થયો હોય ? " માળધારીઓ પૂછવા લાગ્યા.

બીજાએ વળી જવાબ દીધો, "વાસના ભારી જોરાવર હતી ને ભાઇ ! વાસના મટયા વિના ક્યાંથી નવું ખોળીયું લેવાય ? ગજબની વાસના હતી માંગડા વાળાની."

અજાણ્યાએ સવાલ કર્યો "એ શી વાત બની હતી ભાઇ ! માંગડાવાળો કોણ ? ક્યાંનો ? "

"માંગડા વાળો આપણી ધાંતરવડીને કાંઠે આવેલ ગામ ધાંતરવડના દરબાર જેઠાવાળાનો દીકરો થાય. વાળાઓ હજી વટલીને કાઠી નહોતા થયા તે વખતમાં એ થઇ ગયો : ને ભર જુવાનીમાં જાલે વીંધાણો. "

એમ થાતાં તો વાતચીતે વાર્તાનું સ્વરૂપ ધારણ કર્યું. રવાજ નામના વાજીંત્ર ઉપર ઝણેણાટી બોલાવતાં એ વાત-ડાહ્યા પરોણાએ દુહા આરંભ્યા :

> હુઇ હાકોહાક દળ છૂટયાં દેશોતનાં
> શોભે આંબા શાખ લખીયલ વણ લેવાય નહિ

દેવતાની બાંધેલી ધુમલી નગરીમાં હાકલો પડી : રાજકુળ-માંથી દળ બળ છુટયાં : કાળાવડ ગામનો કાઠી ચાડવો બાયલ ધણ વાળી જાય છેઃ મામા ભાણ જેઠવાએ કહ્યું કે " સહુ ચડજો, પણ ભાણેજ માંગડાને જગાડશો મા. એ પારકી થાપણ છે. પરોણલો છે.

પણ માંગડાના તકદીરમાં આંબે લટકતી એ શાખ મેળ-વવાનું સરજાયું નહોતું. *પાટણના નગર શેઠની કન્યા પદમાવતી પ્રારબ્ધમાંથી ખડવાનું માંડેલ હતું : ઉંઘમાંથી એ ઉઠયો.

*તે સમયમાં પાટણો ઘણાં હતાં. એટલે ધૂમલીની નજીકનું કોઈ શહેર પાટણ નામથી ઓળખાતું હશે.

દરબારગઢ સૂનકાર દીઠો : જાણે થઇ કે મામા ફોજ લઇ ગયા : અરે હાય હાય ! હું ગા'ની વારે ન ચડું ! એવી ઉંઘ !

ભલ્લ ઘોડા, વલ્લ વંકડા, હુલ્લ બાંધ્યાં હથીઆર
ઝાઝી ફોજુંમાં ઝીંકવા મરવું એક જ વાર

શોભીતો ઘોડો રાંગમાં લીધો : શિર પર વાંકડીયા વાળ ઝુલતા આવે છે : શરીર ઉપર હથીઆર ચકચકાટ કરે છે : આહા ! એવા વીરને એક જ વાર મરવાની–મોટી ફોજમાં ઝંપલાવીને ભલી ભાતે મરવાની ઝંખના છે.

અસવાર પાટણની બજાર ચીરીને સોંસરવો નીકળ્યો. કેમકે જાતાં જાતાં એક વાર ચાર નજરો એક કરી લેવી હતી. છેલ્લી વારના રામ રામ કરવા હતા.

ઘોડો ઘોડાને ઘાટ અસવારે ઉણો નહિ
ભાલું ભરે આકાશ મીટે ભાળ્યો માંગડો

ઝરૂખામાં બેઠેલી નગરશેઠની દીકરીએ પોતાના પ્રીતમ માંગડાને દીઠો : ઘાટીલો ઘોડો, એવો જ લાયક અસવાર, આસમાનને માપતો ઉંચો ભાલો : એવા મનના માનેલ ક્ષત્રી કંથને વાણીઆની દીકરીએ દીઠો, અને ચારે નજરોના તાર સંધાયા.

અમે વેપારી વાણીઆ, તમે રાજાની રીત
પૂરવ ભવની પ્રીત, મળીયાં તમસું માંગડા

હે સ્વામી માંગડા ! આપણી જાત તો જૂદી છે. પણ પૂર્વ ભવની પ્રીતિએ આ જન્મે નાત જાતનાં બંધન ભેદીને આપણને જોડી દીધેલ છે. માટે

માઢ ઉપર માંડેલ છે, પીતળીયા પાસા
(એની) સોગઠીયું સગા મારતો જા તું માંગડા

હે સગા ! મેડી ઉપર ચોપાટ માંડી છે. પીતળીયા પાસા પડ્યા છે. સંકલ્પ કરી કરીને હું તારી સાથે એકલી એકલી બાજી રમી રહી છું. માટે તું એક વાર ઉપર આવી, દાવ નાખી, સોગટી મારતો જા ! એટલે આપણું લગ્ન સફળ થાય.

"ના ના પદમાવતી ! રજપૂતની એ રીત ન્હોય. હું તો ગા'ની વારે ચડ્યો છું. રસ્તે રમત કરવા મુજથી રોકાવાય નહિ. પણ તું વાટ જોજે. હમણાં પાછો વળું છું. પછી રમી લેશું."

ઘોડો દોટાવી મૂકયો. ગયો ! ગયો ! ગયો ! ત્રીસ ત્રીસ ગાઉનો પંથ કાપી નાખ્યો. હીરણ નદીને કાંઠે મોટા વડલા હેઠળ ધુમલીનું ગોધણ ઉભું છે ને ચાડવો બાયલ ભાણ જેઠવાની ફોજ સાથે ધીંગાણું કરી રહ્યો છે. ત્યાં તો માંગડો દેખાણો !

જીવતો પાછો જા, વઢીયાની વેળા નહિ
રોશે તારી મા, તું પરદેશી પરોણલો

ચાડવો કહે છે કે "એ જુવાન ! તું પરગામથી પરોણો આવેલ કહેવા. તારે હજુ લડવાની ઉમ્મર નથી થઇ. તું રોળાઇ જઇશ તો તારી મા રોશે. માટે જીવતો પાછો વળી જા !"

પણ ત્યાં તો

કળકળતો કટકે હાકોટે હુબકયો નહિ
અહુરાણુ હુકળતે મચીઓ ખાગે માંગડો

ચાડવાના હાકલા પડકારા સાંભળીને માંગડો ન થડક્યો. એ હુકળતા શત્રુઓની સાથે માંગડો તલવારથી ભેટવા દોડયો.

× × ×

વળી છે પાછી વાર ભુંડે મોઢે ભાણુની
(પણ) એકલડો અસવાર મીટે ન ભાળું માંગડા

પદ્દમાવતી ઝરૂખે બેસીને વાટ જ જોતી હતી. એણે જોયું કે ઝાંખાં મ્હોં લઇને ભાણ જેઠવાની ફોજ પાછી ચાલી આવે છે, પણ એકલવાયો ગયેલો અસવાર માંગડો કાં ન દેખાય ?

પાઘડીયું પચાસ આંટાળીયું એકેય નહિ
ઇ ઘોડો ને અસવાર મીટે ન ભાળું માંગડો

આ પચાસ પચાસ પાઘડીઆળા દેખાય છે. પણ રૂડી આંટીઓ પાડીને બાંધેલ પાઘડીવાળો મારો પ્રીતમ માંગડો નથી. એ ઘોડો ને એ અસવાર નથી દેખાતા. હોય તો સહુથી નોખો તરી રહે ને !

કોણ જાણે ! કદાચ પાછળ રહ્યો હશે. મારી પાસે આવવા માટે જાણી જોઇને પાછળ રહી ગયો હશે. કોલ દઇને ગયા પછી પરબારો તે કેમ ચાલ્યો જાય ? ત્યાં તો

ઘોડો આવે ઘૂમતો, માથે સોનેરી સાજ
એકલડો અસવાર મીટે ન ભાળું માંગડો

ોનેરી સાજ થકી શોભતો એકલો ઘોડો ઘૂમતો ઘૂમતો ચાલ્યો આવે છે. એની પીઠ ઉપર એ એકલડો અસવાર ન દીઠો. જરૂર મારો માંગડો રણમાં રાત રહ્યો !

અસવારોએ અટારી સામે આવીને સંદેશો કહ્યો કે,

પદમાનો પ્રીતાળ હીરણની હદમાં રીયો
ઝાઝા દેજો જુવાર, મરતાં બોલ્યો માંગડો

હે સતી પદમાવતી ! તારો પ્રીતમ તો હીરણ નદીને કાંઠે

રહ્યો. અને એણે મસ્તી વેળા કહ્યું છે કે પદમાને મારા ઝાઝા કરીને જુવાર દેજો !

વડલે વીંટ્યો હેત સોનેરી સિરપાવનો
(ત્યાં) બાયલ બીજે દેશ માર્યો જેઠાણી માંગડો

સોડ્યું લાવો સાત માંગડાના મોસાળની
કરશો માં કલપાંત, પારે ઉભી પદમાવતી

માંગડાના મોસાળમાંથી સાત સોડ્યો લાવીને એના શબને દહન દેવાય છે. અને પદમાવતી નદીને કાંઠે વિલાપ કરતી ઉભી છે તેને સહુ છાની રાખે છે.

પદમાવતી શું બોલે છે !

મારા પંડ પર કોઇ રાતા છાંટા રગતના
રીયાં જનમારો રોઇ મીટે ન ભાળું માંગડો

મારા અંગ ઉપર રકતના છાંટા પડ્યા હશે ! મને એવાં અપશકુન મળ્યાં હશે ! એવી હું અભાગણી ! એટલે મારે રોઇ રોઇને અવતાર ગુજારવો રહ્યો.

(૨)

ભૂત વડલાની ઘટામાં એક દિવસ સાંજે એક વાણીયાની જાન છૂટી છે. અઘોર જંગલમાં બળદની ડોકે ટોકરીઓ વાગે છે, ને વાણીઆ ભાતાંના ડબરા ઉઘાડી ઉઘાડીને ટીમણ કરે છે. એનો વાંકડી મૂછોવાળો રજપૂત રાજા અરસી વાળો વોળાવીઓ બનીને આવ્યો છે. વડલાની ડાળ નીચે અરસીવાળો બેઠો છે, તે વખતે ટપાક ! ટપાક ! વડલા ઉપરથી કંઇક ટીપાં પડ્યાં:

અરે ! આ તે વાદળમાં ક્યાંય વાદળી ન મળે ને મે ક્યાંથી ? ના, ના, આ તો ટાઢા નહિ, બરડો ખદખદી જાય

એવા ઉના પાણીના છાંટા: અરે ના રે ના ! આ પાણી ન્હોય. આ તો કોઇનું ધગધગતું લોહી !

ઉંચે નજર કરે ત્યાં તો ડાળી ઉપર બેસીને કોઇ જુવાન રૂદન કરે છે. એનું મ્હોં દેખીને અરસીને અનુકમ્પા વછુટી.

"તું કોણ ? લોહીને આંસુડે કાં રૂવે ?"

જુવાને જવાબ દીધો: વેદનાભરી વાણી ઉચ્ચારી:

સૌ રોતો સંસાર, (એને) પાંપણીએ પાણી પડે
(પણ) ભૂત રૂવે ભેંકાર, (એને) લોચનીએ લોહી ઝરે

હે રજપૂત ! સંસારનાં માનવી યે રૂવે છે. છતાં એ રૂવે ત્યારે એની પાંપણે પાણી પડે. પરંતુ આ તો ભૂતનાં રૂદન ! ભયંકર રૂદન ! હૈયાનાં લોહી નીતરી નીતરીને એનાં લોચનમાંથી ઝરે. ભૂતના અંતરની વેદના કેવી વસમી ! ઓહો કેવી દારૂણ !

"તું ભૂત છો ? કોનો ભૂત ?"

"ન ઓળખ્યો કાકા ?"

હું બેટો તું બાપ અરસી કાં ઓળખ નહિ
ઓલ્યા ભવનાં પાપ (અમને) આ ભવમાં આવી નડયાં

હે અરસી કાકા ! તારા સગા ભાઇ જેઠાવાળાનો હું દીકરો એટલે તારો પણ દીકરો : ને તું મારો બાપ : છતાં ય હજુ ન ઓળખ્યો ? આ ભૂતની દશાને પામ્યો, એ મારા પૂર્વ જન્મનાં પાપનું ફળ છે. મેં પૂર્વ ભવે પ્રીતિ બાંધેલી હતી.

"અરે તું માંગડો ! બેટા, તું આંહી કયાંથી ? તને એવાં શાં દુ:ખ મરણ પછી પણ રહી ગયાં ?"

ભૂતડો ભેંકાર વિલાપ કરતો કરતો બોલે છે કે

માયલીયુ મનમાંય હાખીને કેને દેખાડીએ,
વીંધાણા વડમાંય પદમાસું પરણ્યા વિના

"હે કાકા! ભીતરની વેદના કોને ઉઘાડી કરી બતાવું! પદમા સાથે પરણ્યા વિના જ મારે આ વડલાની ઘટામાં વીંધાવું પડ્યું. અને કાકા! હવે તો,

ભેળાં થાયીં ભૂત, આડી ગયું ઓળંગવા
તન સળગે તાબૂત, અરસી વન ઓલાય નૈ

આંહી ભૂતાવળના વૃંદમાં અમે બધાં આ ગીરને ઓળંગી બહાર નીકળવા તલખીએ છીએ. પણ અમારાં અંગો વાસનાની આગથી સળગી ઉઠયાં છે, ને જંગલોમાં જવાળાઓ ઉઠી છે, અમે કયાં જઇને આ ભડકા ઓલવીએ!

"તે હવે હું શું કરૂં બેટા?"

"મને પાટણ તેડતો જા. મારી પદમાવતી સાથે પરણવા દે. મારી પરણેતર આજ બીજાને જાય છે, એનો વિચાર મને સળગાવી મેલે છે, કાકા!"

"અરે ગાંડા! તું પ્રેત છો. તને કેમ કરીને લઇ જાઉં?"

"બસ કાકા?

સયું ત્રૂટીયું સગા, નેરણુ નોધારાં થયાં
વાયેલ વા કવા, અરસી જળ ઉંડાં ગીયાં

હે સગા! આજ તારા સ્નેહની સરવાણીઓ કેમ અટકી ગઇ! એવા તે કેવા ઝેરી પવન વાયા કે તારી પ્રીતિનાં નીર આટલાં બધાં ઉંડાં ઉતરી ગયાં?"

જીવડો તલખે ઝંપ નહિ, જાય વાળાની જાન
અરસી મેળ્યાં એકલાં, પદમા પાંસળ પ્રાણ

"ઓ અરસી ! આ જાન જતી જોઉં છું ને અંતર ચીરાય છે. મારા પ્રાણ મેં પદમાવતીની પાસે મૂકયા છે. અને

સખ હુતું સગા, પદમાસું પાટણ રીયું
અરસી આ વનમાં, ભૂતુંથી ભળવું પીયું

"હે સગા ! સુખ તો બધું ત્યાં પદમાવતી પાસે રહ્યું અને આ જંગલમાં ભૂતોની સાથે રહેવું પડયું છે. હવે તો હું સળગું છું. મને એકવાર પરણી લેવા દે."

"શી રીતે ?"

"તમારી જાનનો વરરાજો કદરૂપો છે. એ કાકા ! એને બદલે મને વરરાજો બનીને માયરે જાવા દે. ચાર ફેરા ફરવા દે."

"પછી ?"

"પછી પાછો વળીને આંહી વડલાને થાનક ઉતરી પડીશ. નદીને સામે કાંઠે જો હું ચડું તો મને દેવતાઓની આણ છે."

કોઇ ગુફાના પોલાણમાં પવન સૂસવતો હોય તેવા ભૂતના વિલાપ સાંભળીને અરસીવાળાના શ્વાસ ઉંચા થઇ ગયા. વાણીયાને ભૂતની વાત કરીશ તો બીને આંહી જ ફાટી પડશે ! શું કરૂં ? એવી વિમાસણ થઇ પડી.

"કાકા !" ભૂતનો અવાજ આવ્યો. "વાણીયાને ભડકાવવા નથી. હું આંહી મારી માઢ મેડીયું ઉભી કરૂં છું. આજ મારી ડેલીએ વાણીઆની જાનને ઉતારો આપીશ."

ઘોડાને માણું બાજરો, બળદને ભોળાં ખાણુ
જમાડે વાળાની જાન, ભલ આંતેથી ભૂતડો

ઉજ્જડ વનમાં હીરણ્યને કાંઠે મોટો દરબારગઢ ઉભો થઇ ગયો. જાનનાં ઘોડાંને માણું માણું બાજરાનાં નેગાણુ, વેલ્યના

બળદને કપાસીઆનાં બહોળાં ખાણુ, અને જાનૈયાને ભોજન દીધાં. શેઠે જાણ્યું કે કોઇક ગરાસીઆએ આંહી અંતરીયાળ ગઢ બાંધ્યો હશે !

અરસીએ વાત ઉચ્ચારી : શેઠીઆ, આ કદરૂપો વરરાજો લઇને જાશું તો વેવાઇ ના પાડીને ઉભો રહેશે. માટે આ ગઢવાળા રૂડા રજપુતને વર બનાવી તેડી જાઇએ. વળતાં આંહી ઉતારી મેલશું.

વાણીઆ કબુલ થયા.

(૩)

ઉંચે સળગે આભ, નીચે ધરતીના ધડા
ઓલવવાને આવ, વે'લો ધાંત્રવડા ધણી

પીઠીભરી વરલાડડી પદમાવતી પાટણની મેડીએ બેસીને વિલાપ આદરે છે, કે હે ધાંતરવડના ધણી માંગડા ! આજ પર–પુરૂષ સાથે મારાં લગન મંડાણાં છે. હું કોઇને મ્હોંયે મારાં અંતર ઉઘાડી શકતી નથી. મારે એક ભવમાં બે ભવ થાય છે. ઉંચે આભ સળગ્યો છે. નીચે ધરતી ધખધખે છે. માટે હે સ્વામી ! તું વ્હેલો વ્હેલો મારી જ્વાળાઓ ઓલવવા આવજે.

જાનની વેલડીઓ ગાજી. વર પરણવા આવ્યો. હથેવાળો મેળવતાં પદમાવતીએ સામા પુરૂષને દીઠો. પર પુરૂષને નહિ, પણ માંગડાને દીઠો. વાતનો ભેદ સમજ્યા વગર કાળજે ટાઢક વળી ગઇ. આ મરેલું માનવી આંહી કયાંથી ? શું પરલોકમાંથી મને લઇ જવા આવ્યો ? કે ના કોઇ દેવતાએ એની માથે અમીનો કુંપો છાંટી બેઠો કર્યો ?

પરણી ઉતર્યાં, અને જાન પાછી વળી. હીરણ્યને કાંઠે ભૂત વડલો આવ્યો., અને સંધ્યાનાં ઘેરાતાં અંધારાંમાં, એ ભેંકાર જંગલની અંદર, વરરાજો ભડકા રૂપે છલંગ મારી વડલાની ઘટામાં અલોપ થયો. ને આંહી વેલડામાં કન્યાએ પોતાની

બાજુએ જોયું તો જેની સાથે ચાર ફેરા ફરવા ચોરીએ ચડી હતી તેને બદલે બીજો, કાળો કૂબડો આદમી દીઠો. મૃગલી શી' છલંગ મારીને પદમાવતી પણ વેલમાંથી નીચે જઇ પડી.

"અરે હાં! હાં! વહુ દીકરા! શું થયું?"

"રામ રામ છે વાણીયા! જ્યાં મારો પરણ્યો ત્યાં જ હું."

"અરે દીકરી, એ તો ભૂત હતો. મૃત્યુલોકનો માનવી ન્હોતો."

"ભૂત હોય, ચાહે રાક્ષસ હોય! બીજાના મીંઢાળ ન બાંધું."

સમજાવી, પણ ન સમજી. અંધારા ઘોર જંગલમાં એ અબળાને એકલી મૂકીને જાન ચાલી નીકળી. વેલડાંનાં પૈડાંના અવાજ સીમાડા સુધી સંભળાઇને બંધ પડી ગયા. અને મોટી મોટી ખાવા ધાતી ભેખડો વચ્ચે વહી જતી હીરણ્ય નદીનાં નીર પણ ટાઢે પહોરે વિલાપના સૂર બાંધી પુકારવા લાગ્યાં. ઝાડવે ઝાડવું પ્રેત જેવું બનીને બીવરાવવા લાગ્યું. અને માંગડા વાળા! માંગડા વાળા! માંગડા વાળા! એવા ત્રણ ત્રણ સાદ કરીને જ્યારે પદમા પોતાના પ્રભુને બોલાવવા મંડી, ત્યારે ભેખડોમાંથી પડછંદા ઉઠીને ભયંકર બની જતી એ અક્કેક ચીસના જવાબમાં ઝડડડ! ઝડડડ! ઝડડડ! એવા ભૂત–ભડકા વડલાની ડાળે ડાળે ઉઠવા લાગ્યા.

વડલા તારી વરાળ, પાને પાને પરઝળી<br>
(હું) કયાં ઝંપાવું ઝાળ, (મને) ભડકા વાળા ભૂતના

વડલા! તારે પાંદડે પાંદડે ભૂતની જ્વાળા સળગી ઉઠી છે. હું દિવસ રાત એ ભડકામાં સળગી રહી છું. હું આ આગને કયાં જઇને ઓલવું?

એ રીતે અદશ્ય ભૂતના ભડકામાં રાત ને દિવસ આ એકલવાયી સુંદરી સળગે છે. પોતાના નાથને ગોતવા એ વડલા ઉપર ચડીને ડાળે ડાળે ને પાંદડે પાંદડે જોવે છે.

ડાળે ડાળે હું ફરૂં, પાને પાને દુઃખ
મરતાં વાળો માંગડો, સ્વપ્ને ન રહ્યું સુખ

એ ગોતાગોતમાં સળગવા સિવાય બીજું કાંઇ યે નથી રહ્યું. એ મરેલા પિયુની અણછીપી વાસના જ જ્વાળા રૂપે જંગલને સળગાવી રહી છે.

દિવસ બધો આવી આગ સળગે છે, ને રાતે એ ઉજ્જડ વગડામાં માયાવી દરબારગઢ ઉભો થાય છે. માંગડો ભૂત માનવીની કાયા કરીને એ દરબારગઢમાં પદમાની સાથે વસે છે. પરોડીયે પાછી એ બધી માયા સંકેલાઇ જાય છે, ને પદમા એકલી સળગતી રહે છે.

(૪)

બે જુવાન બારવટીયા ઘોડેસવાર બનીને ગીરમાં ચાલ્યા જાય છે. દિવસ આથમી ગયો છે ને અંધારાં ઘેરાય છે. એ વિકરાળ ઝાડીમાં કોઇ માનવી કે કાળો કાગડો દેખાતાં નથી. જુવાનો ભૂખથી ને મુસાફરીથી થાકી લોથપોથ થઇ ગયા છે.

ઘાટા જંગલમાં રસ્તાની એક બાજુએથી માદણામાં બેઠેલી એક ભેંસ ઉભી થઇ, અને ચાલવા લાગી.

જુવાનો જોઇ રહ્યા કે આંહી ભેંસ ક્યાંથી?

એક જુવાન બોલ્યો કે "ભાઈ, આજ તો આ ભેંસના દૂધનું જ વાળુ કરીએ."

"બહુ સારૂં!"

અંધારે અંધારે ભેંસનું પૂછડું પકડીને અસવારો ચાલવા લાગ્યા. થોડીક વારે ઉજ્જડ વગડામાં રૂપાળો દરબારગઢ દેખાણો. ને ભેંસ એ ગઢની ડેલીમાં ચાલી ગઇ.

અસવારોએ પણ ડેલીમાં જઇ રકાબ છાંડી. ઉતરીને ચોપા-

ટમાં બેઠા. ગઢ મોટો, પણ અમાણમાં કાંઇ બોલચાલ સંભળાતી નથી. કોઇ દરવાન પણ હાજર નથી.

ઘડીક થયું ત્યાં એક સફેદ વસ્ત્રોવાળો ખૂબસુરત જુવાન આવીને ઉભો રહ્યો. મુંગો મુંગો બથ ભરીને એ મહેમાનો સાથે ભેટ્યો. જઇને ઘોડારમાં બેય ઘોડાં બાંધી આવ્યો.

વાળુની વેળા થઇ. જુવાને ઓરડામાં ગાદલીઓ પથરાવીને બેય પરોણાને જમવા બેસાર્યા. રૂપ જેનાં સમાતાં નથી એવી એક સ્ત્રીએ આવીને રોટલા શાક ને દૂધ પીરસ્યાં. રાતે ઓસરીમાં મહેમાનો માટે ઢોલીઆ ઢળાણા. કોઇ કોઇની સાથે કાંઇ વાતચીત કર્યા વિના સહુ સુવા ગયા.

મુસાફરો તો અજાયબીમાં પડયા છે : આંહી અંતરીયાળ આ દરબારગઢ કોણે બંધાવ્યો ? આવડા મોટા ગઢમાં આ બે જ સ્ત્રીપુરૂષ શી રીતે રહેતાં હશે ? બોલતાં ચાલતાં કેમ નથી આવાં રૂપાળાં બે મોઢાં ઉપર દુ:ખની પીળાશ શા માટે ?

ત્યાં તો અંદરના ઓરડામાં સૂતેલો એ પુરૂષ કણકણતો હોય એવું સંભળાણું. કોઇ ભારી કારમી વેદના થાતી હોય એવે રીતે કણકી રહ્યો છે. આખી રાત કણકયા જ કરે છે. ઝં લેતો જ નથી.

મુસાફરો ચોંકીને સાંભળતા જ રહ્યા. બેમાંથી એકેયને ઉં આવી જ નહિ. વિચારમાં પડી ગયા. ભળકડા ટાણે કણકાર બંધ પડયા તે વખતે મુસાફરોની આંખો મળી ગઇ.

સવારે સારી પેઠે તડકા ચડી ગયા છે. અને મુસાફરોની આં ઉઘડી. નજર કરે તો ન મળે દરબારગઢ ! કે ન મળે ઢોલીઆ બેય જણા ધરતી ઉપર પડેલા, ને બેય ઘોડાં બોરડીનાં સાથે બાંધેલાં : માથે વડલો છે, ને પડખે ઉંચી ભેખડો ધોળે દિવસે યે બ્હીવરાવે તેવા અવાજ કરતી નદી ચાલી જાય !

તાજુબ થઈને બેય બારવટીયા ચાલી તો નીકળ્યા, ને કલેજાં ચડકી પણ ગયાં; પણ સાંજ પડી ત્યાં એમાંથી એક ભાઈ બોલ્યો,

"ભાઈ! એ ગમે તે હોય, પણ આપણે એનો રોટલો ખાધો: ને હવે શું એનું દુઃખ મટાડયા વિના ભાગી જશું ?"

"સાચું! ન જવાય. આજ પાછા પહોંચીને પતો મેળવીએ."

રાત પડતાં પાછા એ જ ઠેકાણે જઈ ઉભા રહ્યા : એજ દરબારગઢ. એ જ ચોપાટ, એ જ જુવાન, એ જ રાંધીને પિરસનાર રંભા, અને એ જ પથારી !

વાળુ કરીને ઉભા થયા એટલે બેય મુસાફરો એ જુવાનની આડા ફરીને ઉભા રહ્યા. અને પૂછ્યું "બોલો, કોણ છો તમે ? ને આખી રાત કણકયા છો કેમ ?"

"તમને એ જાણીને શો ફાયદો છે ?"

"અમે રજપૂતો છીએ. જેનો રોટલો જમ્યા એનું દુઃખ ટાળીએ નહિ તો મરવું પડે."

"જુવાનો !" ભાલા જેવી તીણી નજર નોંધીને ધરધણી બોલ્યો. "જુવાનો ! ડરશો નહિ ને ?"

"ડર્યા હોત તો પાછા શીદ આવત ?"

છાતી ચીરી નાખે તેવો ભયંકર સ્વર કાઢીને જુવાન બોલ્યો. અંદરથી આંતરડાં કપાતાં હોય એવી વેદનાભરી વાણીમાં બોલ્યો કે "જુવાનો ! હું માંગડો વાળો !"

"માંગડો વાળો !!!"

મુસાફરોના મ્હોંમાંથી ચીસ નીકળી ગઈ.

"હા, હું ધાંતરવડીનો ધણી માંગડો : કમોતે મુવો. ભૂત સરજ્યો છું. પદમાને લઈને આંહી એનાં લોહી ચૂસતો વસ્યો છું. તે દિ' ચાડવા બાયલની બરછી ખાઈને હું પડયો. એ બરછીની કરચ મારી છાતીના હાડકામાં વીંધાઈને ભાંગી ગઈ.

હજી એ હાડકું ને એ બરછીની કરચ આ વડલાની વાડયમાં દટાઇને પડયાં છે. એ બરછીની કરચ મારી છાતીમાં દિવસ ને રાત ખટકે છે. તેથી કણકું છું ભાઇ ! ”

“ એનો ઇલાજ શો ? ”

“ તમારાથી બને તો તમે હાડકું ગોતીને બરછીની કરચ કાઢો, ને મારાં હાડકાં દામા કુંડમાં પહોંચતાં કરો. નીકર આ વાસના–દેહ ટકશે ત્યાં સુધી હું ખટકા ખમ્યા જ કરીશ. ”

એટલું બોલીને ઓહ ! ઓહ ! કરતો જુવાન ઓરડામાં ગયો. બારણાં બંધ થયાં. મુસાફરો સુતા. સવારે એની એ દશા દેખી.

વાડયના થડમાં ખોદાણ કામ કરીને ભૂતે કહેલું હાડકું ગોતી કાઢ્યું. બરછીનો ટુકડો જૂદો પાડીને એ હાડકાં લઇ બેય બારવટીયા દામે કુંડ ચાલ્યા ગયા.

(૫)

ભાદરવા મહિનાની મેઘલી રાતે એક નગરના દરબારગઢને ઝરૂખે રાજા અને રાણી જાગતાં બેઠાં છે. નદીમાં પૂર ઘુઘવે છે, આસમાનમાં ગાજવીજ અને કડાકા થાય છે. વિજળીએ એવા તો ધુમાધુમ માંડી છે કે જાણે આકાશની જગ્યા એને ઓછી પડે છે. રાણી બોલી,

“ ઓહોહોહો ! કેવી કાળી ઘોર રાત છે ? ”

બાદશાહે કહ્યું, “આવી રાતે કોણ ઘરની બહાર ભમતું હશે ?”

“ બીજું તે કોણ ભમતું હોય ? બિચારા મારા ભાઇઓ, જેને માથે તમ સરખા રાજાનું વેર તોળાઇ રહ્યું છે ! ”

“ કોણ ? જેસો વેજો ? ”

“ હા દરબાર ! તમારા તો બારવટીયા, પણ મારા તો જીભના માનેલા સાચા ભાઇઓ ! ”

“ રાણીજી ! અટાણે મને એનું શૂરાતન સમજાય છે.

આવી ભયંકર રાતે શું એ વંગડો વીંઝતા હશે ? અખોલોમાં સુતા હશે ? ”

“ બીજું શું કરે, દરબાર ? તમે એને સુવાનું બીજું ઠેકાણું ક્યાં રહેવા દીધું છે ! ”

“ રાણીજી ! અટાણે એ બેય ભાઇ હાજર થાય તો મારી આપું ! ગામડાં પાછાં સોંપીને બારવટું પાર પાડું ! એવું મન થઇ જાય છે. ”

“ અરેરે ! અટાણે એ આંહી ક્યાંથી હોય ? ”

“ સાદ કરો તો ? ”

“ દરબાર, મશ્કરી ? ”

“ ના, ના, મારા સમ, સાદ તો કરો ! ”

ઝરૂખાની બારીએ જઇને રાણીએ અંધારામાં સાદ દીધો: “ જેસાજી ભાઇ ! વેજાજી ભાઇ ! ”

નીચેથી જવાબ આવ્યો “બોલો, રાણી મા ! હાજર છીએ.’

“ ઓહોહો ! ભાઇ, અટાણે તમે આંહી ક્યાંથી ? ”

“ રાજાજીની રખેવાળી કરવા બો'ન ! ”

“ રાજાજીની–તમારા શત્રુની રખેવાળી ? ”

“ હા બો'ન ! ”

“ કેમ ? ”

“ અમારે માથે આળ ચડે તે બ્હીકે. ”

“ શેનું આળ ? ”

“ કોઇ બીજો દુશ્મન આવીને રાજાજીનું માથું વાઢે, તો નામ અમારાં લેવાય ! અમે રહ્યા બારવટીઆ ! અમારી મથરાવટી જ મેલી બો'ન ! અમારા માથે જે કાળી ટીલી આવે ! અમારું ખોટું નામ લેવાય એ કેમ સંખાય ? ”

"વાહ રે મારા વીરાઓ ! રોજ ચોકી કરો છો ?"

"ના બો'ન ! આવી કોઈ ભયંકર રાત હોય તે ટાણે જ."

રાજાએ કનોકન આ વાતચીત સાંભળી. અટારી પરથી કૂદી પડીને એ રજપૂત-વીરને ભેટી લેવાનું દિલ થયું. છાતી ફાટવા લાગી. રાજા બોલ્યા,

"જેસાજી વેજાજી ! સવારે કચારીએ આવજો ! કસુંબા પીવા છે."

"બાપુ ! દગો તો નહિ થાય ને ?"

"રાજાનો બોલ છે. ઇતબાર આવતો હોય તો હાજર થજો."

રાજા-રાણી દિગ્મૂઢ બનીને સુતાં.

એ હોંકારા દેનાર કોણ હતું ? માંગડાવાળાનું પ્રેત હતું. બારવટીયા ભાઈઓ પોતાનું કામ કરવા દાંમે કુંડ ગયા છે, અને આંહી દરબારનાં દેવડી હેઠળ બારવટું પાર પડવાનો મોકો મળ્યો છે. એ જાણીને બારવટીયાનો ઓશીંગણ ભૂત જેસા-વેજાને નામે હાજર થયો હતો. રાજાનો કોલ મળતાં જ એણે જઈને બારવટીયાઓને જાણ દીધી.

કચારીમાં બારવટાં પાર પડ્યાં. સામસામા કસુંબા પીવાણા.

એ માંગડો વાળો ગરમાં ઘણે ઘણે ઠેકાણે રહ્યો હોવાનું કહેવાય છે, અને જે ડુંગર ઉપર એણે ચારણને અફીણનો ગોટો દીધો તે પણ એના વસવાટ ઉપરથી જ 'માંગડાનો ડુંગર' કહેવાય છે.

એટલું કહીને વાર્તા કહેનારે ચલમ હાથમાં લીધી. શગડીના ઓલવાઈ જતા અંગારામાં નવાં કરગઠીયાં નાખીને તાપણું સતેજ કર્યું. અને ઝોકે આવેલા માલધારીઓ ભેંસોને પહર છોડતા પહેલાંની નાનકડી નીંદરમાં પડ્યા.

# અન્ય પ્રાંતોની પ્રેમ–કથાઓ



સોરઠી લોકસાહિત્યની જે પાંચ પ્રેમ-કથાઓ આપી છે, તેના જેવી જ કથાઓ અન્ય પ્રાંતોના લોક-સાહિત્યમાં કંઠ પરંપરા વડે જીવતી રહી ચાલી આવે છે. પ્રાંતે પ્રાંત વચ્ચેની એ સુવર્ણ-કડીઓ જેવી જણાય છે. આંહીની અને બહારની એ કથાઓ વચ્ચે કેટલી સમાનતા છે, ને શા શા ભેદો છે, તેના નિરીક્ષણ ખાતર આ બે કથાઓ આપીએ છીએ.

'સુહિણી–મેહાર' સિંધની અનેક પ્રેમ કથાઓ માંહેની એક છે. એની અંદર જે દુહા મળેલા છે, તે ત્રણ ત્રણ પંક્તિના બનેલા છે આપણા ને એના દુહાની રચના લગભગ એક જ છે. માત્ર આપણી પહેલી એક પંક્તિને બદલે તેમાં બે પંક્તિ આવે છે. બે જ પંક્તિમાં આખા ભાવનો સમાવેશ કરવાની મુશ્કેલીનું આ રીતે ઠીક નિવારણ થાય છે, ને વળી રચના બગડતી પણ નથી.

'સુહિણી-મેહાર' તો લોક-જીવનની એક સાચી બનેલી ઘટના છે, તેમ છતાં સિંધના સમર્થ કવિ–ફિલસુફ શાહ અબ્દ લતીફને તો એ સ્થૂલ ઘટનામાં આધ્યાત્મિક અર્થનું દર્શન થયું. સુહિણી એટલે માનવ જીવાત્મા : મેહાર એટલે પ્રભુ : ને સુહિણીનો પરિણિત સ્વામી સાયર એટલે આ દુનિયા : એવા અર્થો ઘટાવી આ કવિએ પોતાના સુમિષ્ટ, સુકોમલ પદ્યમાં, પ્રભુના મિલન માટે તલસતા આત્માના તરફડાટની ભક્તિ-ભરી કથા રચી છે. એનું નામ પણ 'સુહિણી–મેહાર' છે. અને સિંધી વાંઙ્મયમાં એ ઉત્તમ પંક્તિનું સાહિત્ય લેખાય છે. લોક–કથાના સાહિત્યમાંથી એક અખંડ આધ્યાત્મિક allegory નું દર્શન થવું, એ પણ સરસ વાત છે.

# સુહિણી–મેહાર

સિંધુ નદીના કિનારા ઉપર કેડય કેડય સમાણા ઉંચા ઘાસમાં ભેંસો ચરતી હતી ને ભેંસોનો જુવાન ગોવાળ ઝાડવાની ઘટામાં બેઠો બેઠો વાંસળી વગાડતો હતો. એનું ખરૂં નામ સાહડ હતું. એ ક્યાંથી આવ્યો ને એનાં માબાપ કોણ છે તેની ખબર પણ પડતી નહિ. ગામનાં લોકો એને 'મેહાર' કહીને જ બોલાવતાં. મે–હાર એટલે ભેંસોનો ગોવાળ : પોતાના માલીક તોલા કુંભારની જુવાન દીકરી સુહિણી એને 'નબાપો' કહીને ઘણી ઘણી વાર મેણાં દેતી. મેહારને એ મુખનાં મેણાં મીઠાં લાગતાં.

મ્હોં દેખાય એવી ઉજળી ઉટકેલી તાંબડી હાથમાં ઉલાળતી ઉલાળતી સુહિણી એક દિવસ ખરા બપોરે આવીને સિંધુ નદીના કાંઠા ઉપર બંસીની મોજ માણતા મેહારને ઝુમો પર ઝુમો પાડવા લાગી: " મેહાર ! ઓ મેહારડા ! "

એ ઘડી તો મેહાર સાંભળતો નથી. વાંસળીના તોરમાં એ બેભાન છે. ઝાડની ડાળીએ મેહારના પગ લટકતા હતા તે સુહિણીએ ઝાલી લીધા. પગ ખેંચાતાં તે જ મેહારને ભાન આવ્યું.

" હેઠો ઉતરચ? કે ટાંટીઓ ઝાલીને નીચે પછાડું ? "

મેહાર શરમીંદો બની ગયો. કુદકો મારીને એ નીચે ઉતર્યો. પોતે બરાબર કોઇ અડબૂત ભરવાડનો પાઠ ભજવવા મથતો હોય તેમ રૂવાબ કરીને બોલ્યો " શું છે તે અટાણે ચોરને કાંધ મારવાની વેળાએ સંતાપી રહી છો ? "

"ઘેર પરોણા આવ્યા છે, એને માટે એકાદી ભેંસનાં બે આંચળ દોહી દે જલ્દી."

"પણ ભેંસો તો બહુ છેટી નીકળી ગઇ છે. જા, તું એને પાછી વાળી આવ."

"મારી તો જાય છે ભૂખરાત! હું પટલની દીકરી ભેંસો વાળવા જાઉં એમ કે ? તો પછી તને મારે બાપે શું પાટલે બેસારીને પૂજવા રાખ્યો છે ? જા ઝટ ભેંસ વાળી આવ. નીકર રાતે વાળુ નહિ મળે. "

મેહારે ચારે તરફ નજર કરી. પણ ભેંસો ઉંડા ઘાસમાં ગેબ થઇ ગઇ છે. સહિણી બોલી કે

" દે ને વાંભ! હમણાં નીકળી આવશે જ્યાં હશે ત્યાંથી."

માથું ખંજવાળીને મેહાર ઉભો રહ્યો : " વાંભ દેતાં તો મને નથી આવડતી ! "

" ફટય રે ફટય તને મેહારડા ! વાંભ દેતાં નથી આવડતી ત્યારે મેહાર થયો જ શા સારૂ ? બુડી મરને ? "

એટલું કહીને સહિણીએ પોતે જ કાનમાં આંગળી નાખી. સીમાડા સુધી સંભળાય તેવો લાંબો–મોરના ટૌકા સરખો સાદ દીધો. ઘડીવારમાં તો ઉંચા ઘાસમાંથી ભેંસો બહાર નીકળીને રણકા કરતી દોડી આવી.

" લે હવે દોહી દે. "

ખસીઆણો પડીને મેહાર ઉભો રહ્યો.

"અરરર !" સુહિણીએ કહ્યું. "મેહાર થઇને દોતાં ન ન આવડે ? ધૂડ પડી તારા જીવતરમાં !"

પોતાને હાથે જ સુહિણીએ સાજણી ભેંસને દોહી લીધી. એક જ આંચળની શેડયો પાડતાં તો તાંબડી છલોછલ ભરાઇ ગઇ. ફીણનાં ફગર ચડયા. તાંબડી માથા પર મેલીને મસ્તીખોર સુહિણી ગામમાં ચાલી ગઇ. ચાલતાં ચાલતાં બોલતી ગઇ કે "મેહારડો બોઘો ! મેહારડો મૂરખો ! એને ન આવડે વાંભ દેતાં, ને ન આવડે દોતાં !" સિંધી કુંભારની એ કદાવર કુમારિકાનો સાદ, એના હસવાનો અવાજ અને એના પગલાંનો ધમધમાટ, મેહાર નામધારી વિદેશી તો તાજ્જુબ બનીને સાંભળતો સાંભળતો થડક જ થઇ રહ્યો. સુહિણીની ગાળો તો એને સદા ઘીની નાળો જેવી જ લાગતી. સુહિણી જે દિવસ ગાળો દઇ જતી તે દિવસ મેહારને શેર લોહી ચડતું.

સુહિણીને મેહારની ઉપર બહુજ અનુકમ્પા આવતી. કેમકે ગોવાળ તરીકેના તમામ કામકાજમાં મેહાર એટલી બધી કસૂરો કરતો, કે સુહિણીનો બાપ તોલો કુંભાર રોજેરોજ છેડાઇ પડતો. માલીકનાં અકારાં વેણ સાંભળીને ગમગીન થઇ જતા મેહારનું મ્હોં વારે વારે ઓશીયાળું બની જતું, અને એ જોઇ જોઇ સુહિણી મેહારના અફસોસ ઉતારવાના છાના છાના કૈં કૈં ઉપાયો લેતી. બાપ એ બધું જોતો અને સમજી લેતો કે દીકરીનું દિલ બહુ દયાળુ છે, તેથી મેહારની સાર સંભાળ લેતી હશે ! ચારસો ગધેડાના અને પંદર ભેંસોના માલીકને એવો ખયાલ તો સ્વપ્ને ય કયાંથી હોય કે પોતાની લાડવેલી, ખોટયની દીકરી આવા અણઘડ ભરવાડ ઉપર પ્યાર કરતી હશે !

એકવાર સિંધુને કિનારે મેહાર બેઠો છે. પાંચ ગધેડાં ગૂમ થયાથી તોલો કુંભાર એને સખ્ત શબ્દોમાં વઢયો છે. મેહારના ગોરા મ્હોં પર અફસોસની છાયા પથરાઇ ગઇ છે. તે વખતે સુહિણીનાં પગલાં બોલ્યાં. આવીને તુર્ત જ સુહિણી બોલી ઉઠી,

"લેતો જા ! કેવો ઠપકો ખાધો ! હજુય સાન નથી આવતી કે બેવકૂફ !"

મેણું સાંભળીને મેહારની આંખોમાંથી ધારાઓ ચાલુ થઇ. સુહિણી સમજી ગઇઃ ભરવાડ કદિ આવી રીતે રૂવે નહિ ! એણે મેહારનું કાંડું ઝાલીને કોમળ અવાજે કહ્યું "મેહાર થઇને રોઇ પડ્યો ? મેઆર આટલો પોચો હોય કદિ ?"

"સુહિણી ! મેં તને છેતરી છે. હું મેહાર નથી."

"તું મેહાર નથી ? તો શું કોઇ શાહજાદો છે નાદાન ?"

"શાહજાદો તો નહિ, પણ શાહજાદા જેટલો જ લાડ પામેલોઃ તવંગર બાપનો બેટો છું."

"કોનો બેટો ?"

"આજ એ બધું બોલવાનો સબબ જ શો છે ?"

"ના મેહાર ! આજ ન કહે તો તને સુહિણીના કસમ છે. કહે, આવડું મોટું કપટ હવે છૂપાવીને શું કરીશ ?"

"સાંભળ ત્યારે. સુહિણી ! હું સિંધી નથી, હું તો બુખારાનો મોગલ છું. હું પરદેશી છું. મારા પિતાનું નામ મિર્ઝાઅલી બેગ છે. એને ઘેર દોલતની છોળો લાગી ગઇ છે. મારા પોણોસો વર્ષના બાપને ઘેરે, એની જઇફી વખતે, એક ઓલીયાના સખૂનથી હું અવતરેલો છું. સુહિણી ! હું અભણ ભરવાડ નથી, પણ બુખારાના મોટા આલીમને હાથે કૈં કૈં કિતાબોનો અભ્યાસ કરીને આ હિન્દોસ્તાંની અંદર મોગલ પાદશાહની મુલાકાતે નીકળ્યો હતો. સફરમાં તકદીર મને આંહી ખેંચી લાવ્યું, આંહી મુસાફરખાનામાં એક સાંજે અમે મુકામ કર્યો, તારા પિતાને ઘેરે માટીનાં વાસણ લેવા આવતાં તને દીઠી, દેખતાં જ હું દિવાનો બન્યો, મારા પ્યારા સાથી હસનબેગનો વાર્યો ન વળ્યો, મારાં જવાહિર ચોરાઇ ગયાં, ખરચી ખુટી ગઇ, મારો સાથી બુખારમાં પડી મરી ગયો. મારૂં પવનવેગી ઉંટ પણ કોઇ

ઉડાવી ગયું, ને હું તારા પરના પ્યારમાં ફના થઈ, આજ સિંધનો મેહાર બન્યો છું. તારા પિતાનાં ગધેડાં ચારૂં છું!"

પોતાની અજાયબી સંતાડી રાખીને સહિણીએ ટોણો માર્યો, "એ વાતનો શું તને હવે પસ્તાવો થાય છે મેહાર? બુખારાની દોલત અને બાપના લાડકોડ ભોગવવા પાછા જવું છે? તો સુખેથી જા, પીંજરનું બાર હું ખોલી નાખું છું."

"ના, હવે કયાં જાઉં? પીંજરના પંખીને હવે જંગલનાં પંખીઓ સંઘરશે નહિ. હવે તો સિંધુને કાંઠે જ કબર કરવી છે."

"ત્યારે આંખોમાં આંસુ શીદ આણ્યાં?"

"સહિણીને મન હું હજુ યે ભરવાડ જ દેખાયો તેથી."

સહિણી મનથી મેહાર સાથે નિકાહ પડી ચૂકી.

તોલા કુંભારને કાને વાતો પહોંચી કે સિંધુને કિનારે ઘટાદાર વડલાને છાંયડે રોજ બપોરે સહિણી ને મેહારના મિલાપ થાય છે. ધીરે ધીરે બાતમી પહોંચી કે બપોરનો સમય બદલાવીને મોડી રાતના અંધારામાં એ બે જુવાનીયાં મળે છે અને વડલાની ડાળીઓમાં પોઢેલ પંખી પણ ન સાંભળે તેવી ધીરી વાણીમાં પ્યારની વાતો ચલાવે છે.

તોલાએ બીજે દિવસ પ્રભાતે મેહારના હાથમાંથી ભેંસો હાંકવાની લાકડી ખુંચવી લીધી, અને કહ્યું કે "શદાપુર ગામના સીમાડામાં જો પગ દીધો છે ને, તો જાનથી મારીને તારા ખુનથી સહિણીને નવરાવીશ. જા નીમકહરામ! ચાલ્યો જા."

સિંધુ નદીને સામે પાર જઈને મેહારે એક ઝૂંપડી બાંધી છે. આખો દિવસ ઈરાની, અરબ્બી કે સિંધી કવિઓની કાફીઓ ગાતો ગાતો ને વાંસળી બજાવતો એ આશક અન્ન પાણી લીધા વિના બેઠો રહે છે. અને રાત પડે ત્યારે એક મચ્છી તળીને તૈયાર કરે છે. અધરાતને પહોર એ મચ્છીને પોતાના માથા પર

ઉડાવી, કછોટો ભીડી, સિંધુના અતાગ નીરમાં શરીરને પડતું મૂકે છે. હાથીને પણ ઢાળી નાખે એવા એ નદીના તાણમાં પોતાની કૌવતદાર ભૂજાઓથી પાણી કાપતો કાપતો, મગરમચ્છની માફક શેલારા દેતો, ઘનઘોર અંધારે કોઇ પણ માનવી યા જાનવરના ડર વગર, અરધા ગાઉનો પટ વટાવી સામે પાર પહોંચે છે; ને એ કિનારા પરથી સુહિણીનો પંજો લાંબો થઇ, મેહારના પંજાને પકડી લઇ પાણીની બહાર ખેંચી લે છે. એજ વડલાની ઘટામાં બન્ને જણાં બેસીને મચ્છીની મ્હેફિલ ઉડાવે છે. પ્યારનો એક પહોર ગુજારીને પાછો મેહાર સિંધુના મસ્ત પહોળા પ્રવાહને વીંધતો વીંધતો પોતાની મઢુલીએ પહોંચી જાય છે.

એવી તો કૈક રાતો ગઇ. એક પણ રાત મેહારે ખાલી જવા દીધી નથી. સિંધુ નદીનાં ચાહે તેવાં ભયંકર તુફાને પણ મેહારને આ પાર આવતો અટકાવ્યો નથી. પણ એક અજવાળી રાતે મેહાર જે મચ્છી લઇ આવ્યો, તેની મીઠાશ તો અદ્ભૂત હતી. સુહિણી જમતી જાય છે ને કોળીએ કોળીએ મીઠાશની તારીફ કરતી જાય છે. "આહો મેહાર ! ભારી મીઠી મચ્છી ! રોજ આવી લાવતો હો તો ?"

મેહાર હસીને કહે છે કે "ભલે. રોજ લાવીશ. પણ થોડા દિવસમાં જ એ મચ્છીનો ખવરાવનાર કોઇ નહિ રહે તો ?"

એમ વાતો કરે છે. વચ્ચે વચ્ચે મેહારના મ્હોં ઉપર બહુ દર્દ દેખાય છે. કંઇક છૂપી પીડાને પોતે મહા મહેનતે દબાવી રાખતો હોય તેવું દેખાય છે. સુહિણી પૂછે છે કે

"તને શું થાય છે પ્યાર ?"

"કાંઇ નહિ. કાંઇ નહિ. ચલાવ, વાતો ચલાવ."

ત્યાં તો સુહિણીને કાંઇક ભીનું ભીનું લાગ્યું. અજાયબ બનીને એ બોલી ઉઠી "ઓહો ! આંહી પાણી ક્યાંથી ?"

તુર્ત એની નજર મેહારના સાથળ પર પડી. એ સાથળમાંથી લોહીની ધાર ચાલતી હતી !

" અરર ! આ શું મેહાર ! "

" એ તો આજની મીઠી મચ્છીનું લોહી છે સુહિણી ! "

સુહિણીને આખી વાતનો ભેદ સમજાયો : આજ મેહારને મચ્છી ન મળવાથી એ પોતાની જાંગમાંથી માંસ કાપી, મસાલેદાર બનાવી, તળીને લઇ આવ્યો હતો !

" મેહાર ! તુંને ખુદાના કસમ છે. કાલથી હવે મારો વારો શરૂ થાય છે. તું ન આવીશ. "

" ત્યારે શું તું આવીશ ? "

" હા, હું આવીશ. "

" તું ઓરત ! તું સંધુને પાર કરી શકીશ ? સુહિણી ! તું શું દિવાની થઇ ગઇ ? "

" એ તો કાલે રાતે નક્કી થશે. આજ તો અલાબેલી ! અને કસમ છે ખુદાના, તું ન આવતો.

૨

બારે કુન્ન બત્રિય તડ, તડ તડ હેઠ ભટૂ
આધય રાતજો ઉઠી, (સે) સૂહિણી કર સટૂ
છડે ખીર ખટૂ, લૂડે લોરીં વિચમેં

સિંધુ નદીનાં નીરની અંદર બે તીર વચ્ચે બાર તો પાણીનાં વમળ છે. બત્રીસ ટેકરા છે. ને એ ટેકરે ટેકરાની નીચે વીંછીઓ વસે છે. એવી વિકરાળ નદીને પાર કરવા માટે સુહિણી અધરાતને અંધારે ઉઠીને ઘરથી દોટ કાઢે છે. માવતરના ઘરનું મીઠું દૂધ અને સુંવાળી સેજ ત્યજીને સુહિણી પાણીની લહરીઓ વચ્ચે હીંડોળા ખાય છે.

"કોણ છે તું ઓરત !"

"મુસાફિર !"

"કોણ? તું સહિણી ?"

"હા ભાઇ અલૈયા."

"અત્યારે અધરાતે કયાંની મુસાફરી ?"

"સિંધુના સામા પારની !"

"અરે સહિણી ! તું સિંધુના પાણીને પાર કરી શકીશ ? તું બચ્ચું છે. તારી તાકાત શી ?"

"તાકાતનો દેનાર અલ્લાહ છે અલૈયા ! અને વળી મારે તરવા માટે મેં માટીનો પાકો ઘડો પણ સાથે લીધો છે ભાઇ !"

"આટલી જહેમત કોના માટે ?"

"જેને દિલથી પરણી ચૂકી છું એ મેહારને માટે."

"યા અલ્લા ! સહિણી, લોકો તારી બદબોઇ કરે છે તેની યે તને પરવા નથી ?"

"ઓ ભાઇ ! સાંભળ,

અધા સુણ તું અલૈયા, અલા સુણે આચાર,
હિરડી ઘર ઘર ગિલા થિયે, પાડે પંધ પચાર
આંઉ લિખ્યો તી લોડિયાં, ખલક મિડેતી ખ્વાર

ઓ ભાઇ અલૈયા ! મારા આચરણને ઉંચેથી એક અલ્લા જોઇ સાંભળી રહ્યો છે. એટલે પછી મારા પાડોશમાં, રસ્તામાં, કે ઘર ઘરમાં મારી જે ગિલા થાય છે તે છો થતી. મારા તકદીરમાં લખ્યું છે તે હું ભોગવી રહી છું. બાકી દુનિયા તો નાહકની મારી નિન્દા કરીને ખુવાર થાય છે."

"અરે ઓ સુહિણી !

સારી ન થિંઇયેં સુણી, તું નીજી નિમાણી
વેંધે વહુવટ વિસરે, હી જોર જુવાણી;
સે પછાડીધે પાણી, તારા કવિયેં તારમેં

"તું તારા કુળમાં સારી ન નીવડી. તું નાદાન અને નિર્માલ્ય નીવડી. આ નદીના પ્રવાહમાં તું કોઇક દિવસ તારૂં જોર ને તારી જુવાની ગુમાવી બેસીશ. આ પાણીમાં પછાડા મારતાં મારતાં તું કોઇક દિવસ આ પ્રવાહમાં આકાશના તારા ઉતારી બેસીશ–તું ડૂબી જઇશ. માટે રહેવા દે. આવી મુશ્કેલી શા સારૂ ઉઠાવછ ? આ મોતના કેડા તને કોણે બતાવ્યા ?"

એવી એવી સલાહો સાંભળીને ખડખડાટ હસતી સહિણી પાણીમાં ઝંપલાવવા તૈયાર થાય છે.

ધિરી ઘરો હથ કરે ચેલ બધી ચોતો;
મન મિડચુસ મ્યારસેં, પરલે પાર પોતો;
પો ગોતે મંઝ ગોતો, અરેં મ વિઝે અણ્જાણુમેં

પોતાની કમર પર સહિણીએ કસકસાવીને એક કપડું બાંધી લીધું. હાથમાં માટીનો ઘડો લીધો. ને હજુ પોતે તો પાણીમાં પડવાની તૈયારી કરીને આ તીરે ઉભી છે ત્યાં એનું મનડું તો સામે પાર પહોંચી પ્રિતમને મળી ગયું. ડૂબકીઓ પર ડૂબકીઓ મારીને સહિણી સિંધુનાં પાણી વીંધતી જાય છે, કે જેથી પોતે ચાલી આવે છે તે વાતની પોતાના પિયુને અજાણ ન રહી જાય.

એણે પ્રેમનું કવચ પહેરી લીધું છે. હવે એને ડર નથી લાગતો. એના પ્યાર સામે તો પાણીનાં ભયાનક જંતુઓ અને મોજાંઓ પણ બરીબાડાં બની ગયાં છે. એ રીતે એક પછી એક જીત જીતવા લાગી છે.

કડકડતી ઠંડી વાય છે. કોઇ ઘરની બહાર પણ નીકળી શકતું

નથી. સહુ બિછાનાની ગરમ સોડયમાં સંતાઇ ગયાં છે. અને રાત સનસાન છે. એવે ટાણે પણ સૂણી તો પોતાનો ઘડો લઇને ઘેરથી ચાલી નીસરી છે. એને જોઇને કોઇ માનવી વારવા જાય છે કે " ઓ સુહિણી ! આવી ટાઢમાં તું શીદ મરવા જાય છે ? "

સુહિણી જવાબ વાળે છે:—

હિકડયું ન ઘિરે ઉનહારે, આંઉ સરે શિયારે
તન વિઝાંતી તારમેં, ઓરહુજે આરે
(પણ) મહોબતતી મારે, (નત) કેર ઘિરે હુન કુનમેં

" હે ભાઇ ! અન્ય ઓરતો આ પાણીમાં બળતે ઉનાળે પણ ઉતરતી નથી, પણ હું સુસવતા શિયાળામાં પણ મારી રાજીખુશીથી આ દરિયાવના પ્રવાહમાં શરીરનો ઘા કરું છું. હું મરવાનું જોખમ ઉઠાવું છું. કેમકે મારા પ્રિતમની મોહબત મને મારે છે. નહિ તો આવા ઉંડા પાણીમાં કોણ પડે ? "

" ઓ સુહિણી ! તું મ જા. મ પડ. નદીના પત્થરોની પોલાણોમાં ઝેરી સાપો વસે છે, એ તને કરડશે. "

સુહિણી જવાબ વાળે છે;

બારાં કુન્ન અત્રિય તડ, તડ તડ હેઠ નાંગ
મ્હાણું મુલાજો કરી, તિત મ્હોબતજો માંગ:
કેડો ગુ હુજો સાંગ, (જુડો) પાણીતાં પાછી વરાં

મારા માર્ગમાં બાર તો પાણીનાં વમળ છે, બત્રીસ ખડકો છે, ને તે દરેક ખડકની બખોલમાં ઝેરી સર્પો રહે છે. એ બધું જ હું જાણું છું. પણ જે માગ પર જતાં બીજાં માનવી સંકોચ પામે છે, તે જ માર્ગ મ્હોબતનો છે. એટલે જો હું આ પાણીથી પાછી ફરું, તો તો શી કિમ્મત રહી મારા આ પ્રેમના પોશાકની ? ધુળ પડી મારા આ પ્યારના લેબાસમાં—આ ઇશ્કની કફનીમાં, જો હું ડરીને પાછી વળી જાઉં.

એમ કહીને સુહિણી કછોટો ભીડે છે. અને સિંધુનાં બરફ જેવાં નીરમાં ઝંપલાવી, આઘી આઘી નીકળી જાય છે. સામો પાર એટલો દૂર છે કે એના તરવાનો અવાજ પણ આ પાર ઉભેલા એ સલાહકારને સંભળાતો બંધ થઇ ગયો. ને ડાહ્યો સલાહકાર ઘર તરફ ચાલતો થયો !

શિયાળો ગયો: ઉનાળો ગયો; પણ મધરાતના મેળાપ કરવા માટે સિંધુને સામે કિનારે પહોંચવામાં તો એક પણ દિવસ પડ્યો નથી. હવે તો ચોમાસું બેઠું છે. સિંધુ બે કાંઠે છલી ગઇ છે. મોજાં મોભારે અડે એટલે ઉંચે ઉછળવા લાગ્યાં છે. ભાળીને પણ બે ખાઇ જઇએ, એવા મહા તોફાનમાં પણ સુહિણીને તો ઝંપલાવવું એ રમત વાત થઇ પડેલ છે. ઘડો લઇને આવી ઉભી રહી કે તૂર્ત જ કોઇ પાસે ઉભેલો માનવી બોલ્યો :

સુણી સઠે તારમેં (તો) શિયારો ને સી
લગી લેર લેહુરતેં સે જાુધા કરે જી;
થોડા વિરમી થી. મથે કપર તો કુન્ન કરે

“ ઓ સુહિણી ! આ પાણીની કડકડતી શરદીમાં તું કાં ઝંપલાવી રહી છે ? અંદર મોજાં મોજાંને અથડાય છે તે તારા જીવ ને શરીર જૂદાં કરી નાખે તેવાં કાતિલ છે. અને વળી તારા માથા ઉપર આ કિનારાની મોટી ભેખડ ફસકીને પાણીમાં પડું ! પડું ! થઇ રહી છે. માટે થોડી વાર થંભી જા ! ”

“ અરે ભાઇ ! થોડી વાર પણ મારાથી કેમ થંભી શકાય ? મારા મેળાપનો સમય ચાલ્યો જાય તો મારો પિયુજી તરફડીને પ્રાણ કાઢી નાખે. ”

એમ કહીને સુહિણી પાણીના લોઢમાં પડતું મૂકે છે. માછલી જેવી તરલતાથી ચાલી જાય છે. જઇને પ્રિતમ સાથે સુખના બે પહોર ગુજારે છે. પાછલી રાતે રોજ પાછી વળી આ કાંઠે આવી ઉતરે છે.

"' પોતાની ઈજ્જતના લોભી બાપે સુહિણીને એક ઉંચા કુંભાર કુળના બદસૂરત છોકરાની સાથે પરણાવી. સુહિણીએ નિકાહને વખતે ચોક પોતાને આ પરણેતર મંજૂર નથી એવું જાહેર કરવા છતાં પણ એને જબરદસ્તીથી પરણાવી. પણ સુહિણી સાસરે ન ગઇ. એટલે બાપે સુહિણીના વરને ઘર જમાઇ કરીને રાખ્યો. સુહિણીએ પહેલી જ રાતે વરને ચેતાવી દીધો કે "તું મારે ભાઇ બરાબર છો ! ફરીવાર મારા ઓરડામાં આવતો નહિ."

સૂગાં વ્હાલાં સાથેની ભેળસેળ સુહિણીએ છોડી દીધી છે. દુનિયાનાં માનવી સાથે એના મનનો મેળ મળતો નથી. વાતો-ચીતો એણે કમતી કરી નાખી છે. પાંચ વખત નિમાઝ પડવામાં, કુરાનનો પાઠ કરવામાં અને રોઝા રહેવામાં એના દિવસો જાય છે. રાત તો એણે સિંધુને સામે કિનારે બેઠેલ સ્વામીને સોંપી છે.

આ બધું એ પરણ્યા કુંભારથી ન જોવાયું. એણે સુહિણીને વસમાં મેણાં માર્યાં. એકલી પડીને સુહિણી વિચાર કરે છે કે

નાય ન નિમાઝું પડે, ગંધ ન ગંધ્યું ધોય;
સંઝે મિંઝ સૂમથી (સે) પાસા ફેરે પોય;
ઉથિ આધિય રાતજો (ઇ) કુનિય કાણ રોય;
કડવા વેણ કસાલા, ઇ મખે ને તો ચોય
એડો કાંધ સંધોય, (તડે) વર છડેતી વાણ તરાં.

આ મારો ધણી, જે નિમાજ પણ પડતો નથી, પોતાના કપડાંની દુર્ગંધને પણ ધોતો નથી, સાંજ પડતાં જ જે એદી ઘોંટી જાય છે, ને પરોઢિયે જે પથારીમાં પાસાં ફેરવે છે; અરધી રાતે ઉઠીને જે હાંડલીને માટે (ખાવા માટે) રૂવે છે; એવો પુરુષ મને કડવાં મેણાં મારે છે. એવા કંથ સાથે શીદ મારો સંબંધ બંધાયો ? હું તો એવા વરને છોડીને પ્રવાહમાં તરવા ચાલી જાઉં છું.

એ રીતે વરનો ત્રાસ અને લોકોની બદબોઇ વધતાં જ ગયાં. માબાપને પણ એમજ થયું કે સુહિણી મરે એ જ બહેતર છે. અને સાચેસાચ સુહિણીનું મોત આવી પહોંચ્યું.

રાત અંધારી છે. પણ વૈશાખ મહિના જેવો વસ્લનો મીઠો માસ ચાલે છે. વ્હાણના શઢ ચડયા હોય તેવી રીતે સુહિણીના આસમાની ઓઢણાના પાલવ પવનની લ્હેરમાં ફુલાઇ ગયા છે. જાણે સિંધુને સામે કિનારે ઉડીને જવા માટે સુહિણીને ફિરવાએ એ પાંખો બક્ષી દીધી છે. સિંધુની છાતી સુહિણીને રમાડવા માટે ઉછાળા મારે છે. અને ગેબના તારલા સુહિણીને તરતી જોવા ટગર ટગર નજર કરે છે.

કિનારે ઉભી રહીને સુહિણીએ દસે દિશામાં આંખો ફેરવી : આજ તુફાન નથી. આજની રાત અગાઉ કદી આવી જ નથી. આજ આખી કુદરત સુહિણીનો સંગાથ કરે છે. દુનિયાએ દુભાવેલીને જાણે દેવતાઓ આદર આપે છે.

કછોટો ભીડીને સુહિણી સિંધુમાં પડી, જાણે ખમા ! ખમા ! કરતાં સિંધુનાં મોજાં એના ફુલદડા સરીખા શરીરને ઝીલી રહ્યાં છે, પોતાના ચિત્રામણવાળા રૂપાળા ઘડા ઉપર રહોં ટેકવીને સુહિણીએ શેલારા દેવા શરૂ કર્યા. અને આજ તો જાણે પાણી ને પવન એવાં મીઠાં લાગે છે કે કે જાણે તર્યા જ કરૂં ! આજ તો જાણે જરા મોડું કરીને મેહારને ગભરાટ ઉપજાવું એવું થાય છે. આજ તો જાણે મેહાર પણ તરવા આવે તો બેય જણાં આંકડા ભીડી દરિયામાં ચાલ્યાં જઇએ એવું દિલ થાય છે. દુનિયાની ગિલા ન પહોંચે એવા કોઇ રસાતલમાં રહેવા જવા મન ખેંચાય છે. આજ તો બહાર નીકળવું જ નથી : નદીમાં રહી રહી જ હું મેહારને બોલાવી લઇશ : બહાર નીકળીશ તો વળી કયાંઇક ધરતી પર જીવવાની લાલચ વળગી જશે !

આવા તરંગમાં સુહિણી ગરકાવ છે. ત્યાં તો ઓચીંતો એના હાથમાંથી ઘડો સરકવા લાગ્યો ! અરે ! આ ઘડામાંથી આછી

પલળીને વેરાઇ કાં જાય ? આ મારા પકવેલા મજબૂત ઘડાને કોણે કામણ કર્યું ?

હુજારનમેં હિકડો મું ઠોકે ખયમ્ તે તે થાં,
કચેંજો કુંભાર મું કી ન કચો તે કલામ;
ઘણી લગ ધામ, તું મૌલા મન મોંડયે

હજારો વાસણોમાંથી આ એક ઉત્તમ ઘડો, મેં વગાડી-વગાડીને ઉપાડ્યો હતો. અરેરે ! એ કુંભારે મને આ ઘડો કાચો હોવાનો તો સબૂત પણ દીધો નહોતો, છતાં આ કાચો ઘડો ક્યાંથી આવી ગયો ! હે અલ્લા ! હવે તો તું જ મને મારા સ્વામી સુધી પહોંચાડી મેળાપ કરાવજે.

એટલું વિચારે છે ત્યાં તો ઘડો પાણીમાં ઓગળી ગયો. સુહિણીના તરફડીયાં મારતા હાથમાં માટી પણ ન રહી. એને તરતાં આવડતું હતું, પણ મેહારને ટગવવાની મોજમાં ને મોજમાં પોતે એટલી ધીરી ધીરી જતી હતી કે સામો કિનારો બહુ છેટો રહી ગયો છે. અને અબળા થાકી ગઇ છે. એને તો અજાયબી જ થાય છે કે અરેરે ! આ ઘડામાં શું જાદુ થયું !

હુજારનમેં હિકડો, મું ચિતાયમ ચઇ;
વહુમેં વલી દાવદ ચેય, પિયું થ્યો સે પઇ;
સુપક્કે કચો મું સઇ, કજા તેં કચો કિયો !

હજારો પકવેલાં વાસણોમાંથી આ એક મજબુત ઘડાને વીણી કાઢીને એના ઉપર મેં ઝીણું ચિત્રામણ કરાવ્યું હતું. એવો ઘડો (કવિ વલી દાઉદ કહેછે કે) આજ શી રીતે પાણીના પૂરમાં પડીને ટુકડા થઇ ગયો ! મેં જેને પાકો કર્યો હતો. તેનેજ મારા કૂડા કિસ્મતે કાચો બનાવી નાખ્યો.

આ શું થઇ ગયું ? કે મહિનાઓ થયાં મજબુત રહેલો ઘડો કેમ પીગળી ગયો ?

ઘડો બદલાયો હતો. સુહિણીનાં માવતરે જ એ કુળબોળામણ દીકરીને ડુબાવી દેવા માટે અસલ ઘડાને ઠેકાણે એવા જ ચિત્રામણવાળો તદ્દન કાચો ઘડો ગોઠવી રાખેલો હતો. અજાણ સુહિણી તો પ્યારની આંધળી ઉતાવળમાં, દુનિયાની કપટબાજીની કંઇ ગમ વિના, રોજની માફક આજ પણ રોજને ઠેકાણેથી ઘડો ઉપાડી પાણીમાં કુદી પડી હતી !

નિરાધાર સુંદરી પાણીમાં માર્ગ કાપવા માટે મથે છે. પણ એનાં બાવડાંમાં બળ રહ્યું નથી. અંધારી રાતમાં સામે પાર કંઇ દેખાતું નથી, કે નથી સામા પારથી કોઇ સુહિણીને નિહાળી શકે તેવું. ફક્ત એ કિનારે પશુઓ ચરે છે તેના ગળાની ટોકરીના રણકાર સંભળાય છે. અને બીજી સંભળાય છે મેહારની મીઠી વાંસળી.

કિથે ધંઢ વજન ? કિથે પિરીયું પાર ?
વીર વજાયતો વાંસલી, સાહ્ડ સજી રાત !
કલમેંજી તવાર, લોરી સભેં લંઘયુ

ઓ ! આ ટોકરીના રણકાર ક્યાં બજે છે ? મારા પ્યારાજીનો કિનારો હજુ કેટલે દૂર હશે ? મારો બહાદૂર સાહડ ગોવાળ (મેહાર) આજ આખી રાત મારી વાટ જોતો જોતો વાંસળી વગાડતો દેખાય છે. એ વાંસળીમાંથી જે કલમાના સૂરો બજે છે, તે સૂરોને આધારે મેં દશ્ય સાંધીને આટલી બધી લ્હેરો તો ઓળંગી કાઢી. પણ હવે મારા હાથ પગમાં કૌવત રહ્યું નથી.

ઘરો ભગો ત ગોરેઓ, શાલ મ ભજે ઘરી,
સુલાંટો મેઆરજો, ભિજી થયો અય ભરી;
તાંગો તાર તરી, માન ડિસાં મુંહ મ્યાર જો

ખેર ! ઘડો ભાંગ્યો તો ભોળ્યો ગયો ! પણ હે અલ્લાહ ! હવે અમારા મેળાપની ઘડી મ ભાંગજે ! સામેથી મેહાર પડકો છે

તેની પાઘડી પણ હવે ભીંજાઇને બહુ ભારે થઇ પડેલ હશે. હવે તો છીછરું કે ઊંડું જે પાણી હોય તેને તરીને હું મેહારનું મુખ જોઇ શકું, એટલી ઓ ખુદા, તું મને સહાય કરજે !

પણ એ મુખ જોવાનું માંડેલ નહોતું. વાંસળીના સૂરો સાંભળતાં સાંભળતાં પાણીની પથારી પર અકેલા પોઢવાનું જ સરજાયું હતું. થાકી પાકીને તાકાત ગુમાવી બેઠેલ એ અબળાને સિંધુના મધ વ્હેનમાં જ આંખે તમ્મર આવવા લાગ્યાં :

અખીએં અઝરાયલ દીઠો (તય) મન તણે તો મ્યાર કયાં

પોતાની આંખો સામે એણે મોતના ફિરસ્તા ઇઝરાયલને દીઠો. તે છતાં દલ તો દોડીને મેહાર પાસે ચાલ્યું ગયું.

વાંસળીના સૂર મીઠા લાગતા હતા. એ ગાનમાં ભંગ પાડવું સુહિણીને ગમતું નહોતું. પણ આખરે એનું શરીર પાણીની કબરમાં ઉતરવા તૈયાર થયું. મધવ્હેનનાં મસ્ત મોજાંમાં સુહિણી ખેંચાણી, અને ખેંચાતાં ખેંચાતાં એણે મેહાર ! મેહાર ! ઓ મેહાર ! એવી હૈયાફાટ ચીસો નાખી.

એ ચીસો પડતાં જ બંસીના સૂર થંભી ગયા. અને આવી પહોંચું છું ! આવું છું ! એવા અવાજની સાથે કોઇએ સામે કિનારેથી પાણીમાં શરીર પડતું મેલ્યું.

ડુબતી, ગળકાં ખાતી, ને મોજાંની થપાટે થપાટે ખેંચાઇ જતી સુહિણીએ ચીસ પાડતાં તો પાડી. પણ પછી તુર્ત એ પસ્તાણી, એને સાંભરી આવ્યું કે પોતાને મીઠું ગોસ ખવરાવવા માટે મેહારે સાથળ વાઢેલ છે તેનો જખમ હજુ રૂઝાયો નથી. નક્કી મેહાર નહિ તરી શકે. મારે ખાતર એનો જાન જાશે.

ઘિરીં ઘણા હુથ કરે, ઓર્યાં ઈ બાંહુ;
વેચારીય વડું કીયું, વિચ ધસિયા વાંઉ;
વરજ સાડ ! વાંઉ, તાકું તકી આંહીં.

પ્રથમ ઘડો હાથ ધરીને તરી; પછી એ ફુટી જવાથી બાંયો (ભુજાઓ) મોળીને તરી; ને છેવટે ડૂબતાં ડૂબતાં દરિયામાંથી (મોટી નદીમાંથી) એ બિચારીએ મોટી ધા દીધી કે ઓ વ્હાલા સાઇ! ઓ મેહાર! તું પાછો વળી જજે! કેમકે મને પાણીનાં હિંસક પ્રાણીઓએ ઘેરી લીધી છે.

ન આવીશ! ઓ મેહાર! તું ન આવીશ! એવી છેલ્લી બૂમો સંભળાણી. પણ મેહાર હવે કોને માટે પાછો વળે? ઘણી ડૂબકીઓ મારી. ઘણા ધૂના જોયા. બેખડો તપાસી. પણ સુહિણીનો પતો ન લાગ્યો. મેહારની જાંગ પરનો જખમ ફાટીને લોહી વહેવા લાગ્યું. ને થોડી વારે એનું ખાલી થયેલ ખોળીયું પણ સુહિણી! સુહિણી! એવે શબ્દે સાદ કરતું, જાણે સુહિણીની અનંત શોધમાં પાણીને તળીયે જઇ બેઠું.

સવાર પડ્યું. સિંધુ માતાએ એ બન્ને ડુબેલાં શરીરોને સાથે કરી, કિનારા ઉપર કાઢી નાખ્યાં. ભેળાં થયેલાં કુટુંબીઓએ બન્ને જણાને દફનાવી તે પર કબર ચણાવી.*

શદાપૂર ગામને પાદર આજ પણ સુહિણીની કબર હયાત ઉભી છે.

---

* આ વાર્તાના વસ્તુ માટે તેમજ તેની અંદર આવતા ત્રણ ત્રણ પંક્તિના સિંધી દુહાઓ માટે, કચ્છી લોક સાહિત્યના સંશોધક સ. ભાઈ જીવરામ અજરામર ગોરે લખેલી સુહિણી-મેહારની કચ્છી જનકથા [ગુજરાતી : દીવાળી અંક : ૧૯૧૧] નો મેં આધાર લીધો છે. પ્રસ્તુત દુહાઓના પાઠમાં ને તેના અર્થોમાં મને ઘણી ઘણી ત્રુટિઓ દેખાઈ, તે સામળદાસ કૉલેજના સિંધી પ્રીન્સીપાલ પૂજ્ય શાહાણીજીએ અત્યંત મહેનત કરી કરી, તથા પીર શાહ અબ્દલતીફના પુસ્તકમાંથી વીણી વીણી સપ્રેમ સુધારી આપી છે. તેમ છતાં પૂ. શાહાણીજીનું માનવું છે કે અસલ સિંધી પાઠનો ઘણો અપભ્રંશ આ દુહાઓમાં રહી જાય છે : સંપાદક

# મલુવા

[કલકત્તા યુનીવરસીટીના બંગ સાહિત્યના અધ્યાપક રાયબહાદુર દીનેશચંદ્ર સેને, ચંદ્રકુમાર દે નામના એક સંગ્રાહકની સહાયથી પૂર્વ બંગાળની પ્રાચીન લોકકથાઓ એકઠી કરાવી, એનાં ઘટનાસ્થળો, ઘટના બન્યાનો સમય, ઈત્યાદિ સામગ્રી નક્કી કરી છેક યુનિવરસીટી તરફથી એ તમામ પ્રેમકથાઓ "મૈમનસિંગ-ગીતિકા' નામક મોટા ગ્રંથમાં પ્રગટ કરી છે. એમાંની એક અત્રે સંક્ષેપમાં ઉતારીએ છીએ. એ કથા તો લંબાણથી સાંગોપાંગ પદ્યમાં જ ચાલે છે અત્રે એમાંથી ફક્ત જરૂરી લાગતી પંક્તિઓ જ મૂકી છે. આ ગીતિકાઓ તદ્દન લોકવાણીમાં લોક-કવિઓએ જ રચેલી છે. ભાષા જૂની ને ગ્રામ્ય છે. રચનારાઓનાં નામ માત્ર કોઈ કોઈ કથામાં જ મળે છે.]

સુત્યા નદીને કાંઠે એક નાના ગામડામાં ખેડુતની એક વિધવા ડોશી રહે છે, ને ડોસીને ચાંદ વિનોદ નામે એકનો એક દીકરો છે. જમીનનો કટકો ખેડીને મા દીકરો ગુજારો કરે છે.

આસો મહિનો ચાલ્યો જાય છે. ખેતરોમાં પાણી ભરાઈ ગયાં છે. વાવણી કરવાની વેળા થઈ ગઈ છે. પરોઢિયાને અંધારે મા ચાંદ વિનોદને જગાડે છે:

ઉઠ ઉઠ વિનોદ આરે, ડાકે તોમાર માઉ
ચાંદ મુખ પાખલિયા, માઠેર પાને જાઉ

ઉઠ રે ઉઠ મારા બેટા ચાંદ વિનોદ! તારી માતા તને સાદ કરે છે. ઓ ચાંદ! મ્હોં પખાળીને ખેતરે જા!

મેઘ ડાકે ગુરૂ ગુરૂ ડાકયા તૂલે પાનિ
સકાલ કઇરા ક્ષેતે જાઉ જાદુમનિ

મેહુલો ધીરૂં ધીરૂં ગરજીને નદીનાં નીરને જગાડે છે. માટે હે મારા પારસમણિ! તું વ્હેલો વ્હેલો ખેતરે જા!

આસમાન છાઇલ કાલા મેઘે દેવાય ડાકે રઇયા
આર કત કાલ થાક રે જાદુ ઘરેર માઝે સૂઇયા

આકાશ કાળાં વાદળાં વડે છવાઇ રહ્યું છે. મેહુલો વારંવાર સાદ કરે છે. હે મારા બેટા! હવે કયાં સુધી ઘરમાં સૂઇ રહીશ?

ચાંદવિનોદ દાણા વાવવા ચાલ્યો. પણ ભારી વરસાદ પડવાથી ખેતરો ડૂબી ગયાં. અને સરસવનું વાવેતર એળે ગયું. ચાંદ માંદો પડ્યો. માએ બે ય બળદ વેચીને એની દવા કરી. દેવની દુવાથી દીકરો ઉગરી ગયો.

પણ ઘરમાં તો લક્ષ્મીની પૂજા કરવા જેટલા યે દાણા નથી રહ્યા. મા કહે, હે બેટા! ખેતરમાં ધાન લણવા જા.

પાંચ ગાછિ વાતાર ડુગલ હાતેતે લઇયા
માઠેર માઝે જાય વિનોદ બારમાસી ગાઇયા

'વાતા' નામના છોડવાની પાંચ ડાળખી હાથમાં લઇને, "બારમાસા"નાં ગીતો ગાતો ગાતો વિનોદ ખેતરે જાય છે.

જઇને જોવે તો ધાન ન મળે! આસો મહિનાની અતિવૃષ્ટિએ મોલને બગાડી નાખેલ.

જમીનનો કટકો વાણીઆને વેચી દઇ ચાંદવિનોદે જેઠ મહિને એક બાજ પંખીનું પીંજરૂં લીધું. અને બાજ પંખીને લઇ શિકારે નીકળ્યો. આઘે આઘે ચાલ્યો જ ગયો.

કુડાય ડાકે ઘન ઘન આષાઢ માસ આસે
જમિને પડિલ છાયા મેઘ આસમાને ભાસે

બાજ પંખી ઘેરા નાદ કરીને બોલવા લાગ્યું : અષાઢ મહિનો આવી પહોંચ્યો. ધરતી પર છાંયડા ઢળ્યા. ને આભમાં વાદળાં તરવા માંડયાં. પણ શિકાર હજુ મળતો નથી.

ચાલતાં ચાલતાં વિનોદ અરાલિયા ગામને પાદર પહોંચ્યો.

પાદરમાં ઝાડની ઘટા વચ્ચે એક અંધારી તળાવડી છે. અને તળાવડીમાં પાણી ભરવા જવાની એક જ નાની કેડી છે. તળાવડીનાં પાણીની શોભા અને કાંઠે ઉભેલાં કદમ ઝાડનાં ફુલની સુંદરતા નિરખીને ચાંદવિનોદ પીંજરૂં નીચે મૂકી છાંયડે વિસામો લેવા બેઠો. ઢળીને નીંદરમાં પડયો.

ઘુમાઇતે ઘુમાઇતે વિનોદ અઇલ સંધ્યા વેલા
ઘાટેર પારે નિદ્રા જાઉ કે તૂમિ એકેલા
સાત ભાઇયેર બહિન મલુવા જલ ભરિતે આસે
સંધ્યા વેલા નાગર સૂઇયા એકલા જલેર ઘાટે

નીંદમાં ને નીંદમાં તો સાંજ નમી ગઇ. સાંજ ટાણે સાત ભાઇની બ્હેન મલુવા પાણી ભરવા આવી. પાણીના ઘાટ ઉપર સાંજરે એણે કોઇ માનવીને સૂતેલો દીઠો. કાંઠા ઉપર પોઢેલા ઓ એકલ પુરૂષ ! તું કોણ છે !

કાંહેર કલસી ભૂમિત થઇયા મલુવા સુંદરી
લામિલ જલેર ઘાટે અતિ તરાતરિ

કાખમાં ઉપાડેલ ગાગરને ભોંય પર મૂકીને મલુવા સુંદરી ઘાટનાં પગથીયાં પર ઝડપથી ઉતરતી જાય છે.

એકવાર લાગે કન્યા આર વાર ચાય
સુંદર પૂરૂષ એક અઘૂરે ઘુમાય

એક પગથીયું ઉતરે છે, ને વળી નજર કરે છે : અરે આ કેવો રૂપાળો પૂરૂષ આંહી ઘસઘસાટ ઉંઘે છે !

સંધ્યા મિલાઇયા જાય રવિ પશ્ચિમ પાટે
તબૂ ના ભાંગિલ નિદ્રા એકલા જહેર ઘાટે

સૂરજ આથમણી દિશાને આસને બેસી ગયો. સાંજ અંધારામાં મળી ગઇ. તો પણ તળાવડીને કાંઠે એકલ સુતેલા પૂરૂષની ઉંઘ નથી ઉડતી.

અરેરે ! રાત પડયા પછી એની ઉંઘ ઉડશે તો ! એ પરદેશી પુરૂષ કયાં જશે ? શું એને ઘરબાર નથી ? શું માબાપ નહિ હોય ? રાત રહેવા એને કોણ દેશે ? હું સારા કુળની કુમારિકા એને કેમ કરીને પૂછું !

ઉઠ ઉઠ નાગર ! કન્યા ડાકે મને મને
કિ જાનિ મનેર ડાક સેઉ નાગર સૂને

મનમાં ને મનમાં એ કન્યા સાદ પાડે છે કે " ઉઠો ! ઓ પરદેશી પુરૂષ ઉઠો ! " જાણે કદાચ એના મનનો સાદ એ માનવી સાંભળતો હોયને !

મનમાં થાય છે કે એને જગાડીને મારા બાપના ઘરનો માર્ગ બતાવું : કેમ કે રાતે એને રસ્તો કયાંથી સૂઝવાનો ?

ઉઠ ઉઠ ભિન્ન પુરૂષ કત નિદ્રા જાઉ
જાર અક્ષેર ધન તૂમિ તાર કાછે જાઉ

જાગ રે જાગ ઓ પરદેશી ! કેટલીક નીંદ હજુ કરવી છે ! જેના હૈયાનો તું હાર હોય, તેની પાસે ચાલ્યો જા !

અરેરે ! અંતરનો સાદ એ શી રીતે સાંભળી શકે ? મારી સાથે બોલાઈ હોત તો યે હું એને જગાડવાનું કહેત. પણ હું કોને કહું ?

હાં ! હાં ! એને યાદ આવ્યું. એ સૂતેલા પરદેશીને જગાડે તેવી એક બ્હેનપણી પોતાની પાસે હતી તે એને સાંભર્યું :

શૂન રે પિતલેર કલસી કઇયા બૂઝાઇ તરે
ડાક દિયા જાગાઉ તુમિ ભિન્ન પુરૂષેરે

સાંભળ રે ઓ પીતળની ગાગર ! તને સમજાવીને કહું છું કે તું સાદ દઇને આ પરદેશીને જગાડ !

એટલું કહીને એણે ગાગર પાણીમાં ઝબોળી.

જલ ભરનેર શબ્દે કૂડા ઘન ડાક છાડે
જાગિયા ના ચાંદ વિનોદ કોન કામ કરે

પાણી ભરાવાનો ઘર ! ઘર ! ઘર ! અવાજ થયો. (એને વાદળાનો ગડેડાટ માનીને) પીંજરનું બાજ પંખી ચીસો પાડવા લાગ્યું. એ સાંભળીને ચાંદ વિનોદ જાગી ઉઠ્યો. જાગીને એણે શું જોયું ?

દેખિલ સુંદર કન્યા જલ લઇયા જાય
મેઘેર વરન કન્યાર ગાયેતે લૂટાય

જોયું તો રૂપાળી કુમારિકા પાણી ભરીને ચાલી જાય છે. અને મેઘવરણા કેશ એ કન્યાના દેહ પર લેટી રહ્યા છે.

એક વાર ચાઉ લો કન્યા ! મુખ ફિરાઇયા
આર એક વાર દેખી આમિ આપના ભૂલિયા

ઓ કન્યા ! એક વાર મ્હોં ફિરાવીને આ તરફ નજર કર. એક વાર હું મારૂં ભાન ભૂલીને તને નિરખી લઉં.

ઉઇરે જાઉ રે વનેર ફૂડા કઇઉ માયેર આગે
તોમાર ના ચાંદ વિનોદે ખાઇછે જંગલાર વાઘે

એ વનના બાજ પંખી! ઉડીને મારી મા આગળ જાજે! કહેજે કે તમારા ચાંદ વિનોદને જંગલના વાઘે ફાડી ખાધો.

* * *

ગાગર લઇને કન્યા ઘેરે આવી. લાલ લાલ લોહી એના મ્હોં ઉપર ચડી આવ્યું છે. પાંચ ભાઇઓની પાંચ વહુવારૂઓ એને પૂછે છે કે "હે નણદી બા! તળાવડીને આરે તમે સાંજ સુધી એકલાં કેમ રોકાયાં! અંગનાં વસ્ત્રોનું કાં ઠેકાણું નથી? અંબોડો કાં વિખરાઇ ગયો છે!"

આધા કલસી ભરા દેખિ, આધા કલસી ખાલી
આઇજ જે દેખિ ફોટા ફુલ, કાઇલ દેખ્યાછિ કલી

"રે નણદી! આ ગાગર અરધી ભરેલી ને અરધી ઠાલી કાં? કાલ (તારી કાયા) જે કળી હતી, તે આજ ખીલેલું ફુલ કેમ કરીને થઇ ગયું!

"તળાવડીને આરે શું બન્યું તે બોલો! સવારે અમારી સાથે પાણી ભરવા ચાલો. ત્યાં જઇ એકાંતે વાત કરજો!

"ના ભાભી! તમે સહુ જજો. હું નહિ આવું. મને રાતે આકરો તાવ આવેલો. મારા પેટમાં ને કમરમાં વેદના થાય છે."

પાંચે ભોજાઇઓ ઝીણી ઝીણી વાતો કરતી કરતી પાણી ભરવા ચાલી. ને મલુવા પોતાના શયન–મંદિરમાં ગઇ.

આ મલુવા કોણ છે! ગામના ખારવાની દીકરી છે. બાપનું નામ હીરાધર છે. ઘરમાં ધાનની કોઠીઓ ભરી છે. આંગણે દસ દૂઝણી ગાયો છે. સાંતીડે ચાર બળદ છે. પાંચ દીકરા ને છઠ્ઠી

દીકરી છે. દુઃખમાં દુઃખ એટલું જ કે લાડકી દીકરીને લાયક કોઈ વર નથી મળતો.

સૂતી સૂતી મહુવા વિચારે ચડી છે.

ક્યાંથી આવ્યો એ પુરુષ! રાતે એ ક્યાં જઈને રહ્યો હશે! પોતાના બાજ પંખીને એણે ક્યાં રાખ્યું હશે!

> આમિ જદિ હઈતામ કૂડા થાકતામ તાર સને
> તાર સંગે થાકચા આમિ ઘૂરતામ વને વને

હાય રે! હું જો બાજપંખી સરજી હોત! તો હું તેની સાથે જ રહી શકત. એની સાથે જ વનેવન હું ફરી શકત.

> આસમાને થાકિયા દેઉવા ડાકછ તુમિ કારે
> એના આષાઢેર પાની વઈ છે શત ધારે

આકાશમાં ઊભીને હે મેહૂલા! તું કોને બોલાવે છે? આષાઢીલા મેઘ શત ધારે વરસી રહ્યા છે.

> ગાં ભાસે નદી ભાસે શુકનાય ના ધરે પાની
> એમન રાતે કોથાય ગેલ ઠિકુઈ ના જાનિ

ગામ ડૂબે છે. નદી ડૂબે છે. પાણી ક્યાંય સમાતાં નથી. આવી રાતે એ પરદેશી ક્યાં ગયો હશે!

સવાર ગયું. બપોર ગયા. ને સાંજ પડી. ગાગર લઈને કન્યાએ તળાવડીનો માર્ગ લીધો.

કિનારે ચાંદ સૂતો છે. બાજુમાં પાંજરું પડ્યું છે. ગઈ કાલની પનીઆરીને દેખતાં જ પીંજરામાંથી બાજપંખી પુકારવા લાગ્યું. ચાંદે જાગીને આંખો ઉઘાડી.

બે દિવસ બેઉ જણાંએ આમસામી ઓળખાણ કીધી. મહુવા બોલી :

આંધુયા પુષ્કુનિર પાડે કાલ નાગેર વાસા
એક વાર ડંશિલે જાઇવ પરાનેર આશા

હે પરદેશી ! આ અંધારી તળાવડીને પડખે કાળા નાગના વસવાટ છે. એક વાર એનો ડંખ થાતાં જ જીવ નીકળી જાય છે.

માટે મારે ઘેરે ચાલ : જો આ સામે જ માર્ગ ચાલ્યો જાય છે. ઉગમણી બાજુ રૂડા અરીસા સરખું ચળકતું મારૂં ઘર આવશે.

* * *

હીરાધરને ઘેરે ચાંદ આવતો જતો થયો. ઓળખાણ વધી. એક દિવસ ચાંદે વેવીશાળનું માગું મોકલ્યું. કન્યાનો બાપ બોલ્યો કે બધી વાતે તો ઠીક ઠેકાણું, પણ જેના ઘરમાં એક ટંકનુ યે ખાવાનું ન મળે તેને મારી દીકરી શી રીતે દઉં !

માને રોતી મૂકીને ચાંદ વિનોદ પરદેશે ગયો. એક વરસ સુધી શિકાર કરી કરીને ધન કમાયો. ઘેર જઇને ખેતર વાડી લીધાં, બળદ લીધા, તળાવડી વાળું ઘર ચણાવ્યું.

હીરાધરે હવે પોતાની દીકરીને ચાંદ સાથે પરણાવી. દાયજો લઇને મલુવા સાસરે ગઇ. ઘરની લક્ષ્મીને સાસુએ ઘરમાં લીધી. ગંગાજળનો ઘડો ભરીને પાડોશની બાઇઓએ આશિષો દીધી. સોનું રૂપું ભેટ કરીને સહુએ સારાં શુકન કરાવ્યાં. ચાંદનો ઘરસંસાર સુખે ચાલવા લાગ્યો.

(૨)

ગામમાં એક કાજી રહે છે : બડો બદમાશ કાજી :

બડ ઇ દુરંત કાજી ક્ષમતા અપાર
ચોરે આશ્રા દિયા દિયા સાઉદેરે દેય કાર

બડો દુષ્ટ કાજી : અપાર સત્તાવાળો : ચોરોને આશરો આપે ને શાહુકારોને કેદખાનું આપેઃ પરનારીનાં શિયળ હરે.

એક વાર તળાવડીને આરે કાજી ઘોડે ચડીને નીકળ્યો છે. ચાંદની બાઇડીને એણે પાણી ભરતી દીઠી છે. દેખીને દિવાનો બન્યો.

> જુંયેતે વાહિયા તાર પરે લંબા ચુલ
> સુંદર વદન જેમન મલૂવાર પુલ

ધરતી ઉપર જેના લાંબા કેશ ઢળી પડે છેઃ જેનું રૂપાળું મ્હોં જાણે મલૂવાનું પુલ જોઇ લ્યો. એવી મલૂવાને દીઠી.

> આનાગુના કઇરા કાજી હુઇલ બાઉરા
> રાખિતે ના પારે મન કરે પંખી ઉડા

બ્હાવરો બનેલો કાજી રોજ આવ–જા કરે છે. પોતાના મન–પંખીને એ ઉડતું રોકી શકતો નથી. એના દિલમાં થયું કે આહાહા !

> દેશેતે ભમરા નાઇ કિ કરિ ઉપાય
> ગોલાપેર મધુ તાય ગોબરિયા ખાય

દેશમાં ભમરા નથી એટલે જ ગુલાબનાં મધુપાન કીડા કરી રહ્યા છે ને !

ખલાસીની ઓરતને ભોળવવી એમાં શી મોટી વાત છે ! એમ સમજીને કાજીએ ગામની કુટણીને બોલાવી. ધન દોલતની લાલચ દેવા એને મલૂવા પાસે મોકલી:

> તારાય ગાથિયા તાર દિયામ ગલાર માલા
> દેખિયા તાહાર રૂપ હુઇયા છિ પાગલા

હે કુટણી ! જઇને કહેજે કે આકાશના તારા પરોવીને હું તારા ગળામાં માળા પહેરાવીશ. તારૂં રૂપ નિરખીને હું એવો પાગલ બન્યો છું.

તળાવડીના ઘાટ ઉપર મલૂવાને એકલી દેખીને કુટણીએ કાજીની લાલચો કહવી. પહેલીવાર તો ડરીને મલુવા નાસી છૂટી, પણ બીજી વાર જ્યારે કુટણી એને ફોસલાવવા આવી ત્યારે રોષ કરીને મલુવા બોલી:

સ્વામી મોર ઘરે નહિ કિ બલિવામ તરે
થાકિલે મારિતામ ઝાંટા તર પાકના શિરે

આજ મારો સ્વામી ઘેરે નથી, એટલે તને શું કહું ? નહિ તો હું તારા ધોળા માથા ઉપર સાવરણીના માર મારત.

કાજીરે કહિઉ કથા નાહિ ચાઇ આમિ
રાજાર દોસર સેઇ આમાર સોવામી

કહેજે તારા કાજીને, કે એની માગણી મારે નથી ખપતી. મારે તો મારો સ્વામી પોતે જ રાજા બરોબર છે.

આમાર સોવામી સે જે પર્વતેર ચૂડા
આમાર સોવામી જેમન રણ–દૌડેર ઘોડા

મારો સ્વામી તો મારે મન પહાડના શિખર સમો છે રણ-સંગ્રામમાં ઘુમતા ઘોડા સમાન છે.

આમાર સોવામી જેમન આસમાનેર ચાન
ના હય દુષમન કાજી નઉખેર સમાન

મારો સ્વામી તો આકાશના ચાંદ સરખો છે. બીટ્યો કાજી તો એના નખ બરોબર પણ નથી.

કુટણીએ જઈને મલૂવાનાં વેણ કાજીને કહી સંભળાવ્યાં. કાજીનો કોપ ભભૂકી ઉઠ્યો. એણે વેર લેવા માટે ચાંદવિનોદ ઉપર હુકમ લખ્યો કે "તું પરણવાનો વેરો નથી આપી ગયો. જો આઠ દિવસમાં વેરો નહિ ભરી જા તો તારાં ઘર બાર જપ્ત થશે."

ઓચિંતાનો હુકમ આવતાં ચાંદ બિચારો પાંચસો રૂપીઆ ભેળા ન કરી શક્યો. મુદત વીતી ગઈ. એનાં વાડી વજીફા જપ્ત થયાં. ચાંદે વિચાર કર્યો :

આમિ રહિલામ ગાછેર તલાય તાતે ક્ષતિ નાહિ
પ્રાનેર દોસર મલુવારે રાખિ કોન ઠાઇ

હું તો ઝાડને છાંયે રહીશ. તેમાં કાંઈ વાંધો નથી. પણ મારા પ્રાણ તુલ્ય મલુવાને ક્યાં રાખીશ !

મલુવા ! વ્હાલી ! તું તારે પિયર જા. તું આ સંકટ નહિ સહી શકે. તું તારા બાપની લાડકી દીકરી છો. તું પાંચ ભાઈની બ્હેન છો."

મલુવા બોલી :

વને થાક છને થાક ગાછેર તલાય
તૂમિ વિને મલુવાર નાહિ જે ઉપાય

ભલે વનમાં રહેવું પડે ભલે ઝાડ હેઠળ વસવું પડે. બાકી તમ વિના મલુવાને બીજો આશરો નથી.

સાત દિનેર ઉપાસ જદિ તોમાર મુખ ચાઇયા
બડ સુખ પાઇવાય તોમાર ચન્નામિર્તિ ખાઇયા

સાત દિવસની લાંઘણો પણ જો તમારા મ્હોં સામે જોતાં જોતાં કરવી પડે, તો જરીયે ફિકર નથી. ફક્ત તમારૂં ચરણામૃત પીવાથી પણ હું મહા સુખ પામીશ.

મલુવાએ આષાઢ માસે નાકની નથડી વેચીને ઘરનો ગુજારો ચલાવ્યો : શ્રાવણ માસે પગનાં કડલાં : ભાદરવે બાજુબંધ : આસો મહિને રેશમી સાડી: એમ પોતાનાં વસ્ત્રાભૂષણો વેચીવેચીને સહુનું પેટ ભર્યું. અંતે કાંઇ ન રહ્યું ત્યારે ચાંદ પરદેશ રળવા ચાલ્યો. કોઇને કહ્યા વિના અધરાતે છાનો માનો નીકળી ગયો.

મલૂવાના પીયરમાં ખબર પડી કે મલૂવા તો બહુ દુઃખી છે. પાંચે ભાઇઓએ બ્હેનને ઘેરે તેડી જવા બહુ મહેનત કરી. પણ સાસુને છોડીને બ્હેન કેમ જાય ? રેંટીયો ફેરવીને અને ધાન ખાંડીને સુખે દુઃખે મલૂવા દિવસ વીતાવે છે.

પાછું વર્ષ પૂરૂં થયું. કારતક માસે ચાંદ રળીને ઘેરે આવ્યો. પરણ્યાનો વેરો ભરીને પાછાં ઘરબાર જમીમાંથી છોડાવ્યાં. અને ધણીધણીઆણીના મીઠા મેળાપ થયા.

મેવા મિશ્રિ સકલ મીઠા, મીઠા ગંગાજલ
તાર થાકયા મીઠા દેખ શીતલ ડોબેર જલ
તાર થાકયા મીઠા દેખ દુઃખેર પર સુખ
તાર થાકયા મીઠા જખન ભરે খાલિ બુક
તાર થાક્યા મીઠા જદિ પાય હારાનો ધન
સકલ થાકયા અધિક મીઠા વિરહે મિલન

મેવા ને મિસરી મીઠાં : એથી મીઠું ગંગાજળ : એથી મીઠું શીતળ જળ : એથી મીઠું દુઃખ પછીનું સુખ : એથી વધુ મીઠાશ ખાલી છાતી ભરાય તેમાં રહી છેઃ એથી વધુ મીઠી ખોવાયેલા ધનની પ્રાપ્તિ છેઃ પરંતુ એ સહુથી વધુ મીઠું તો વિજોગ પછીનું મિલન છે.

કાજીએ ફરીવાર ફાંસલો નાખ્યો : કહેવરાવ્યું કે તારા ઘરમાં પરી જેવી ઓરત હોવાના ખબર અમારા દિવાન સાહેબને કોઇ જાસૂસે દીધા છે. અને દિવાન સાહેબે ફરમાવ્યું છે કે આજથી સાત દિવસમાં જો એ પરી દિવાન સાહેબની હજૂરમાં નહિ હાજર કરે, તો તને ગરદન મારવામાં આવશે.

* * *

સાત દિવસ પૂરા થયા. ચાંદ વિનોદને કેદ પકડી ગયાં, અને મલૂવાએ શું કર્યું ?

કાન્દિયા કાટિયા મલૂવા કોન કામ કરે
પંચ ભાઇએ લેખે પત્ર આડાઈ અક્ષરે

રોતાં રોતાં એણે પાંચ ભાઇઓને ટુંકો કાગળ લખ્યો.

એ કાગળ એણે બાજ પંખીની ચાંચમાં મૂક્યો. ઘણા વખતનું કેળવેલું પક્ષી ઇસારામાં જ સમજી જઇને પાંચ ભાઇઓને ગામ ઉડી ગયું.

પાંચે ભાઇઓ ડાંગો લઇને પરબારા ગરદન મારવાના મેદાનમાં ગયા. ચોકીદારોનાં માથાં ભાંગીને બનેવીનો જીવ બચાવ્યો. પણ જાણે વેર જાય, તો ત્યાં મલુવા ન મળે !

ખાલી પિંજરા પાઈડા રઇ છે ઉઇરા ગેછે તોતા
નિબ્યા છે નિશાર દીપ કઇરા આંધાઇરતા

પીંજર ખાલી પડયું રહ્યું છે. અંદરથી પોપટ ઉડી ગયેલ છે. રાત્રિનો દીવો અંધારૂં કરીને ઓલવાઇ ગયો છે.

બૂકેર પાંજર ભાંગે વિનોદેર કાંદને
જાર અંતરાય દુઃખ સેઇ ભાલો જાને

આક્રંદ કરી કરીને વિનોદનું હૃદયપીંજર ભાંગી જાય છે. એ તો જેના અંતરમાં દુઃખ હોય તેજ બરાબર સમજી શકે.

પઇરા રઇ છે જલેર કલસી આછે સબ તાઇ
ઘરેર શોભા મલ્લૂ આમાર કેવલ ઘરે નાઇ

પાણીની ગાગર પડી રહી છે. બીજું રાચરચીલું પણ રહ્યું છે. કેવળ મારા ઘરનો સાચો શણગાર—મારી મલ્લૂ જ ન મળે !

રડી રડીને વિનોદ પીંજરા પાસે ગયો : અંદર બેઠેલા બાજ પક્ષીને પૂછ્યું :

વનેર કોડા મનેર કોડા જન્મ કાલેર ભાઇ
તોમાર જન્ય જદિ આમિ મલ્લૂર ઉદ્દિશ પાઇ

હે વનના પક્ષી ! હે મનના પક્ષી ! હે મારા જન્મબંધુ ! તારી પાસેથી મને મારી મલ્લુનો પત્તો મળશે ?

પક્ષીને તથા પોતાની માને સંગાથે લઇ, ઘરબાર મેલીને વિનોદ વિદેશે ચાલી નીકળ્યો.

*　　*　　*

હાઉલાને બસિયા કાંદે મલૂવા સુંદરી
પાલક છાડિયા બસે જમીન ઉપરી

જહાંગીરપૂરનાં દિવાનની હવેલીમાં બેઠીને મલૂવા સુંદરી રડી રહી છે. પલંગ છોડીને એ ભોંય ઉપર બેઠી છે.

રંગીલા શણગાર સજીને દિવાન એ સુંદરીને મનાવે છે. મલૂવા યુક્તિ કરીને જવાબ આપે છે :

" હે દિવાન સાહેબ ! મારે બાર મહિનાનું વ્રત ચાલે છે. નવ મહિના થઇ ગયા છે. હવે ત્રણ જ મહિના તમે જાળવી જાઓ. પછી હું ખુશીથી તમને પરણીશ. ફક્ત મારી આટલી પ્રતિજ્ઞા પાળવા દેજો : હું કોઇનું રાંધેલું ધાન નહિ ખાઉં. ને કોઇનું અડકેલું પાણી નહિ પીઉં; પલંગે પથારી નહિ કરું : પર પુરૂષનું મ્હોં નહિ જોઉં : આટલું જો નહિ પાળવા દ્યો તો હું જીભ કરડીને મરીશ."

ત્રણ મહિના વીતી ગયા. અને

મુખેતે સુગંધિ પાન અતિ ધીરે ધીરે
સુનાલી રૂમાલ હાથે (દિવાન) પશિલ અંદરે

મ્હોંમાં સુગંધી તાંબુલ : અને હાથમાં ઝરી ભરેલ રૂમાલ : એવો ઠાઠ કરીને દિવાન ધીરે ધીરે ઓરડામાં દાખલ થયો.

"હે દિલારામ! પલંગ પર આવો!"

"હે દિવાન સાહેબ, પ્રથમ તો મારા ગરીબ ધણીને છોડી મૂકો. એ બિચારાનો શો ગુન્હો છે?"

દિવાને પરગણાના કાજી ઉપર એ પ્રમાણે હુકમ મોકલ્યો.

"હવે હે ખાવંદ! બાજપક્ષી લઇને શિકારે જવાનું દિલ થાય છે. કેમકે હું શિકારીની ઘર–ધણીઆણી હતી. હું એક સામટા સો સો બાજને પકડી દઉં. ચાલો નૌકા લઇને સેલ કરવા જઇએ."

દિવાને નૌકા શણગારી : અને મલૂવાએ શું કર્યું? પોતાના બાજ પક્ષીની ચાંચમાં બીજો કાગળ દીધો. પાંચ ભાઇઓને છૂપા ખબર દીધા.

પાંચે ભાઇઓ અને છઠ્ઠો ચાંદ વિનોદ પોતાનો મછવો લઇને છૂટ્યા. આઘે આઘે નદીમાં દિવાનની નૌકા સાથે ભેટો થયો. દિવાનનાં માણસોને મારી મારીને મલૂવાને છોડાવી પોતાના મછવામાં ઉઠાવી ગયા.

* * *

ચાંદ વિનોદના નાતીલાઓએ નિન્દા શરૂ કરી.

> કેહુ બલે મલુવા જે હુઇલ અસતી
> મૂસલમાનેર અન્ન ખાઇયા ગેલ તાર જાતિ

કોઇ બોલ્યું કે મલૂવા સતી નથી રહી: કોઇ કહે છે કે મુસલમાનનું અન્ન ખાવાથી એ વટલી ગઇ છે. ત્રણ ત્રણ મહિના સુધી કાંઇ દિવાનના ઘરમાં ચોકખાં બનીને રહી શકાય જ નહિ!

વિનોદનો મામો મોટો ખાનદાન હતો! એણે તો કહ્યું કે વિનોદ પણ ન્યાત બહાર! નીકર કરે પ્રાયશ્ચિત! અને બાઇડીને કાઢે ઘર બહાર!

વિનોદે તો બ્રાહ્મણ પાસે પ્રાયશ્ચિત કર્યું.

પરાચિત્ત કરિયા વિનોદ ત્યજે ઘરેર નારી
આંધારે લુકાઇયા કાંદે મલુવા સુંદરી

પ્રાયશ્ચિત કરીને વિનોદે પોતાની નારીને પણ ત્યજી. અંધારે છુપાઇને મલૂવા વિલાપ કરવા લાગી.

કોથા જાઈ કારે કઇ મનેર વેદન
સ્વામીતે છાડિલ જદિ કિ છાડ જીવન !

ક્યાં જાઉં ? મનની વેદના કોને જઇ કહું ? સ્વામીએ છોડી, પણ કાંઇ જીવતર મને થોડું છોડવાનું છે !

પાંચે ભાઇઓ બ્હેન પાસે આવ્યા : ચાલો બો'ન આપણે ઘેરે. ત્યાં તને કોઇ જાતની તાણ નહિ આવવા દઇએ.

બાપે બુઝાય ભાઇયે બુઝાય, ના બુઝે સુંદરી
બાઇર કામૂલી હુઇયા આમિ થાકવામ સોવામીર બાડી

બાપે સમઝાવીઃ ભાઇએ સમઝાવીઃ પણ સુંદરી માનતી નથી. એ તો કહે છે કે હું સ્વામીને ઘેરે બહારની ચાકરડી બનીને રહીશ !

હે સ્વામી !

અન્ન જલ ના નિતે ના પારિવ આમિ
ભાલ દેઈખ્યા વિયા કર સુંદરી કામિની

હું તમને અન્ન જલ નહિ લાવી આપી શકું. માટે સારી સ્ત્રી જોઇને તમે પરણી લ્યો.

નાતીલાઓએ મળીને ચાંદવિનોદને પરણાવ્યો.

મલૂવા ધણીને ઘેર છાણ વાસીદાં કરે છે. બુઢ્ઢી સાસુની સેવા ચાકરી કરે છે. અને શોક્યને નાની બ્હેન ગણી સંભાળે છે.

એક દિવસ ચાંદવિનોદ પીંજરૂં લઇને બાજપક્ષીને શિકારે ચાલ્યો. ચાલતો ચાલતો ઘોર જંગલમાં નીકળી ગયો. ઝાડીમાં લપાઇને બેઠો છે ત્યાં એને કાળો નાગ ટચકાવ્યો. પલકમાં તો ઝેર તાળવા સુધી ચડી ગયું.

ઉઇરા જાઉ રે પશુ પાખી કઇઉ માયેર આગે
આમિ વિનોદ મારા ગેલામ એઈ જંગલાર માઝે

ઉડી જાઓ ઓ વનનાં પશુ પંખી ! અને મારી માને જઇને કહો કે ચાંદવિનોદ આ જંગલમાં મરી ગયો.

સમી સાંજે વટેમાર્ગુઓએ માતાને જાણ કરી. સગાં વ્હાલાં ચાંદના શબ માથે જઇને રોવા લાગ્યાં. ફક્ત મલૂવા જ હિમ્મત કરીને બોલીઃ ના રડો. ના રડો ઓ ભાઇ ! પ્રથમ પરીક્ષા તો કરાવીએ કે એની નાડમાં પ્રાણ છે કે નહિ ?

કાંઠે મનવેગી પવનવેગી નૌકા ઉભી છેઃ મરેલા ધણીનું માથું ખોળામાં લઇને મલ્લૂ નૌકામાં બેઠી. પાંચે ભાઇઓ હલેસાં મારવા લાગ્યા. ગારૂડી વૈદ્યના ગામનો પંથ સાત દિવસનો હતો તેને બદલે મલૂવા એકજ દિવસમાં પહોંચી.

ગારૂડી વૈદે મડદાનાં નાક મ્હોં તપાસીને માથા પર થાપડ દીધી, વિષ કમ્મર સુધી ઉતરી ગયુંઃ કમ્મરથી વિષ ગોઠણ સુધી ઉતર્યું. ગોઠણથી ઉતરીને વિષ પગનાં અંગૂઠામાં ગયું. અને પાતાલમાંથી કાળા નાગે આવીને અંગૂઠેથી ઝેર ચૂસી લીધું.

ચાંદ વિનોદે આંખો ઉઘાડી.

ધણીને જીવતો કરીને મલ્લૂ ઘેરે આવી. ગામમાં તો જેજેકાર ઉઠ્યો. લોકોએ પોકાર કર્યો કે " અરે ભાઇ ! આ બેહૂલાના અવતાર સમી સતીને ન્યાત બહાર રખાય ? એને ન્યાતમાં લઇ લ્યો. એના હાથમાં છાણુ વાસીદાં ન્હોય ! "

વિનોદનો મામો ન્યાતનો પટેલ હતો: એણે જવાબ દીધો કે "જે કોઇ આ મલૂ વહુને ઘરમાં ઘાલશે, એ ન્યાત બહાર !"

દુઃખીયારી મલુ એકલી પડીને વિચાર કરે છેઃ હાય રે ! હું જીવું છું ત્યાં સુધી તો મારા સ્વામીને કપાળે કાળી ટીલી જ રહેવાની. સદાય મારો સ્વામી દુઃખી થયા કરશે. એ કરતાં હું જ મારી આવરદાનો અંત કાં ન આણું ?

મનથી મરવાનું નક્કી કરીને મલૂ નદીને આરે આવી મન-પવનવેગી નૌકા બાંધી હતી તેમાં બપોર વખતે મલૂએ પગ મૂકયો, પગ મૂકતાંની વાર જ

ઝલકે ઝલકે ઉઠે ભાંગા નાઉતે પાનિ
કત દૂરે પાતાલ પૂરી આમિ નાહિ જાનિ

એ તૂટેલા નાવડામાં ઝલક ! ઝલક ! ઝાલક મારતાં મારતાં નદીનાં પાણી દાખલ થવા લાગ્યાં. મલૂ બોલી કે "હે નદીનાં નીર ! હું નથી જાણતી કે પાતાલપૂરી આંહીથી કેટલી દૂર છે. માટે

ઉહુક ઉહુક આર ઉ જલ નાચેર વાતા વાહિયા

હે વાયરા ! તમે ફુંકો ! અને ભલે આ નાવમાં હજુ વધુ પાણી ચડે !

નાવડું ખેંચાવા લાગ્યું. નીર ભરાવા લાગ્યાં. ત્યાં તો ચાંદવિનોદની બ્હેન ધા દેતી આવી :

ઓ ભાભી ! એ તૂટેલ નાવડું છોડી દે ! ધીરે ચાલ ! ધીરે ચાલ !

નાવમાંથી મલુ જવાબ વાળે છે :

ના જાઇવ ઘરે આર શૂન હે નનદિની
તોમરા સબેર મુખ દેઇખ્યા ફાટિ છે પરાની

હે નણંદ બા! હવે ઘેર નહિ આવું. તમારાં સહુનાં મ્હોં દેખીને મારી છાતી ફાટે છે. માટે

ઉહુક ઉહુક ઉહુક પાનિ ડુબુક ભાંગા નાઉ
જન્મેર મત મલુવારે એકવાર દેઇખ્યા જાઉ

આજ તો ભલે આ પાણીનાં મોજાં ઉછાળા મારે! મારવા દ્યો ઉછાળા! ડુબવા દ્યો આ તૂટેલી નૌકાને! અને છેલ્લીવાર તમે સહુ સગાં તમારી મલ્લુને નિરખી જાઓ!

નાવડું વધુ ને વધુ ડોલવા લાગે છે. પાણી વધુ ને વધુ ભરાતાં જાય છે. ને હાથ જોડીને મલ્લૂ સહુને પગે લાગી રહી છે. ત્યાં તો પોકાર કરતી સાસુ વિખરાયેલે વાળે દોડી આવે છે:

ઓ મારી વહુ! મારા ઘરની લક્ષ્મી! તું પાછી વળ! એક વાર પાછી વળ!

મલ્લૂ બોલે છે:

ઉહુક ઉહુક ઉહુક પાનિ ડુબુક ભાંગા નાઉ
વિદાય દેઉ મા જનની ધરિ તોમાર પાઉ

હે માતાજી! મને રજા આપો. તમારા ચરણે પડું છું. અને ઉછળો! ઉછળો! ઉછળો હે નદીનાં નીર! ભલે ડૂબે આ તૂટેલી નાવડી!

ભાંગા નાયે ઉઠલ પાનિ કરિ કલ કલ
પાડે કાંદે હાઉડી નાઉ અર્ધેક હઇલ તલ

તૂટેલી નાવડીમાં પાણી કલ! કલ! અવાજ કરતાં ભરાવા લાગ્યાં છે. કિનારે ઉભેલી સાસુડી રડે છે, ને અરધીક નાવડી તો ડુબી પણ ગઇ છે.

પાંચે ભાઇ દોડયા આવ્યા. એકેએક ન્યાતીલો દોડયો આવ્યો.

અને ભાઈઓએ સાદ દીધો, કે "ઓ બો'ન ! શીદ મરવું પડે છે ! ચાલો બાપને ઘેરે. સોનાની નૌકામાં બેસારીને તને તેડી જશું."

પાણીમાં ડૂબતી બ્હેન બોલે છે કે "હે ભાઈઓ ! હવે બાપને ઘેર જવાનું ન હોય. હવે તો મને રજા આપો !

ઉઠુક ઉઠુક ઉઠુક પાનિ ડૂબુક ભાંગા નાઉ
મલુવારે રાઈખ્યા તોમરા આપન ઘરે જાઉ !

ઉઠો ! ઉઠો ! ઉઠો હે નદીનાં પાણી ! ભલે નાવડી ડુબી જતી ! અને હે વ્હાલાંઓ ! તમે હવે મલ્લૂને વળાવી પાછા વળો !

એક વાર મારા ચાંદને બોલાવો : એક વાર એનું મુખ નિહાળી લઉં. એક વાર કોઈ એને તેડી લાવો !

તૂટતે શ્વાસે ચાંદ દોડતો આવ્યો : એણે મલ્લૂને મધ નદીમાં ડૂબતી દેખી : કિનારેથી એણે ધા નાખી :

"ઓ મારી આંખોના તારા ! ઓ મલ્લૂ ! આવું કરવું'તું ?"

ડૂબતી–ડુબતી નાવડીમાંથી દૂબળો સૂર આવ્યો :

"હે સ્વામી ! હવે સંસારમાં મારું શું કામ છે ? ન્યાતીલાઓને અને સગાં વ્હાલાંઓને હવે મારી જરૂર નથી. હવે મને સુખેથી રજા આપો !

ન પહોંચાય તેટલે દૂર નીકળી ગયેલી સતીને સ્વામી પૃકારે છે:

તુમિ જદિ ડુબ કન્યા આમાય સંગે নেউ
એકટિ વાર મુખે ચાઇયા પ્રાનેર વેદন কউ

હે સ્ત્રી ! તું ડુબવા ચાહતી હોય તો મને પણ સંગાથે લઈ લે. એક વાર મારી સામે જોઈને મને તારા પ્રાણની વેદના કહે.

ઘરે તૂઇલ્યા લઈવામ તોમાય સમાજે કાજ નાઇ
જલે ના ডুবিও કન્યા ધર્મેર દોહાઇ

ઓ વ્હાલી ! હું તને ઘરમાં દાખલ કરી લઇશ. મારે ન્યાતની પરવા નથી. તું ન ડૂબીશ. તને ધર્મની દોહાઇ છે.

" ના, ના, સ્વામી !

આમિ નારી થાકતે તોમાર કલંક ના જાવે
જ્ઞાતિ બંધુ જને તોમાય સદાઇ ઘાટિવે

હું જીવીશ ત્યાં સુધી તારૂં કલંક નહિ જાય. ન્યાતીલાઓ તને સદાય નિન્દા કરશે. માટે ઓ નાથ !

ઘરે આછે સુંદર નારી તાર મુખ ચાઇયા
સુખે કર ગિરવાસ તાહારે લઇયા

તારે ઘેર રૂપાળી સ્ત્રી છે, તેનું મ્હોં નિરખીને તું સુખથી તેની સાથે તારો ઘરવાસ ચલાવજે !

ગળાબૂડ પાણી ચડી ગયું છે. મલુનું રૂપાળું મોઢું જ હવે દેખાય છે. અને પાતાળપૂરીની નાગકન્યાઓ જાણે પાણીનાં મોજાંને રૂપે મલુને વીંટળાઇને વળેલ છે: એ ગળાબૂડ પાણીમાંથી મલુ શું બોલે છે !

"હે ન્યાતીલાઓ ! જે વધુ દોષિત હોય તેણે જ ચાલી નીકળવું જોઇએ. મારા સ્વામીને બિચારાનો કશો યે દોષ નહોતો. છતાં યે તમે એને સંતાપ્યો. હવે હું જાઉં છું. હવે એના ઉપર નિર્દય ન થાજો !

પૂર્વેતે ઉઠિલ ઝડ ગર્જીયા ઉઠે દેઉવા
એઇ સાગરેર કૂલ નાઇ ઘાટે નાઇ એઉવા

પૂર્વ દિશામાં વાવાઝોડું ઉઠયું છે. વરસાદ ગર્જના કરે છે. અને જે સાગરને કોઇ કિનારો ન હોય, જે ઘાટ પર કોઇ નામ ન હોય, ત્યાં જવા માટે મલુ આતુર થઇ રહી છે.

ડુબૂક ! ડુબૂક ! ડુબૂક ! નાઉ ! આર વા કત દૂર
ડુઇબ્યા દેખ કત દૂરે આછે પાताલ પૂર

ડુબી જા ! ડુબી જા ! ડુબી જા ઓ નૌકા ! હવે કેટલુંક દૂર છે ? ડુબીને જોઉં તો ખરી, પાતાળપૂરી કેટલી છેટી રહી છે !

પૂવેતે ગર્જિર્જલ દેઉવા, છૂટલ વિષમ વાઉ
કઇવા ગેલ સુંદર કન્યા મન પવનેર નાઉ

પૂર્વમાં વરસાદ ગરજ્યો. તોફાની વાયરા વછૂટયા. કયાં ગઇ એ સુંદરી ! કયાં ગઇ એ મનપવનવેગી નૌકા ! કોઇને ખબર ન પડી.

❦

# રસધારના વાંચકોને

## ઉદારચિત બંધુઓ અને બ્હેનો !

વઢવાણ કેમ્પની અંદર આજ બાર વર્ષથી કાઠિયાવાડ હિંદુ અનાથાશ્રમ નામની સંસ્થા સ્થપાયેલી છે' તે સૌ કોઇ સારી રીતે જાણે છે.

આ આશ્રમમાં હિંદુના ગમે તે જ્ઞાતિના નિરાધાર બાળકોને રાખી પાલણ પોષણ કરી, કેળવણી આપી તથા હુન્નર ઉદ્યોગ શીખડાવી પોતાનો નિર્વાહ સ્વતંત્ર રીતે ચલાવી શકે તેવા કરવામાં આવે છે. હાલમાં આવા ૫૫ બાળકો નભે છે. તેમના નિભાવ માટે ઇશ્વર સિવાય ખાસ આધાર કે આશ્રય નથી. તેમજ નિભાવ માટે સ્થાઇ મુડી કે ફંડ નથી. તો આ સંસ્થાને વધારે મજબુત અને વિશાળ બનાવવાને તેને સંગીત અને કાયમી મદદની જરૂર છે. હાલમાં આ આશ્રમનો સઘળો આધાર આકાશવૃત્તિ મળતા દાન ઉપર જ ટકેલો છે.

આશ્રમના મકાનભાડા પાછળ દર વરસ મોટી રકમ ખરચવી પડે છે. કારણ કે આશ્રમનું મકાન બંધાવી શકાય તેટલું દ્રવ્ય હજુ સુધી મળ્યું નથી. મકાન બાંધવા માટે જમીન લેવાણી છે. સૌરાષ્ટ્રને આંગણે અનાથ બંધુ-ઓનું આશ્રય સ્થાન બાંધવાના આ મહાન આશિર્વાદ રૂપ અને યશસ્વી કાર્ય માટે સહાયતા કરવાનું દાતા અવશ્ય ધ્યાનમાં લેશે એવી આશા છે.

દેશ પરદેશ વસતા આપ જેવા આશ્રયદાતાના સદ્‌ભાવે અને સહાયતાથી જ આ આશ્રમ સ્થપાયું છે અને સ્થિર થયું છે. તો આપની સહાયતા વડે સંપૂર્ણ બનવા આશા રાખે છે. દરેક પ્રકારના ઉપયોગી દાનો સ્વીકારવામાં આવે છે. વધારે માહીતી માટે રીપોર્ટ મંગાવો. લી. સેવકો,

**મોહનલાલ જીવણલાલ** બાર–એટ–લૉ. } પ્રમુખ,
ડૉ. **મનસુખલાલ તા. શાહ.** }
**શેઠ કસ્તુરચંદ રણછોડભાઇ** } ઓન. સેક્રેટરીઓ

સૌરાષ્ટ્રમાં લોકપ્રિય બનેલ

## વઢવાણી તરનો સાબુ ક્યાંથી ખરીદશો ?

આ સાબુ અમારા જંગી કારખાનામાં છેલ્લામાં છેલ્લી રસાયણીક અને યાંત્રિક પદ્ધતિથી બનતો હોઇ વાપરવામાં ખુબ ચઢીઆતો છતાં કિંમતમાં અતિ સસ્તો છે. સાબુ અમે જોરાવરનગર સ્ટેશન ફ્રી ડીલિવરીથી, એટલે પેકિંગ, મજુરી, મારફત ઇત્યાદિ ખર્ચ અમે પોતે ભોગવીને મણ એકનાં રૂા. ૮॥ નાં ભાવથી કોઇ પણ ઠેકાણે મોકલી આપશું. તેજ પ્રમાણે વિલાયતી જેવો ન્હાવાનો રંગીન, સુગંધીદાર સાબુ (બાકસો વગરનો) મણ એકનાં રૂા. ૧૧ાાનાં ભાવે મોકલવામાં આવશે. દરેક ઓર્ડર સાથે ૨૫ ટકા એડવાન્સ લેવાય છે. લખો:—

**ધી જોરાવરસિંહજી ટેકનો-કેમિકલ વર્કસ**

માલેકો : દાદભાવાલા એન્ડ સન્સ

જોરાવરનગર (બી. એસ. રેલવે,) કાઠીઆવાડ.

---



**સોડાવોટરના મશીનો**

એક, બે અને ત્રણ બાટલીના સોડા વોટરના મશીનો, ઓઇલ્સ, તેલ, સાબુના રંગ, પરફ્યુમરી, સરબતના એસન્સો, રંગ, ગ્યાસ સીલેંડર, સેકેરીન, તેજાબ તથા કેમીકલ કીફાયત મળશે. પ્રાઇસલીસ્ટ મંગાવો.

ગીરધરલાલ લવજી, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.

---

## મ્હને શું લાભ થશે ?

(તુરત ચોક્કસ જવાબ) તે સંબંધી ખરેખર ચોક્કસ જાણવું હોય તો જાહેરખબર તથા પોસ્ટ ખર્ચ બદલ ફક્ત સવા રૂપીઓ મોકલી **પાંચ પ્રશ્ન** પુછાવો. પત્ર લખવાનો ટાઇમ તથા ખરૂં નામ ચોક્કસ જણાવવાં.

**બજરંગ જ્યોતિષ કાર્યાલય**

ઘર નં. ૮૨૮, ભોઇવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ.

# આંબળા તેલ બનાવવાના મશાલા

દરેક સ્ત્રી પુરૂષોએ માથામાં હરકોઇ ગુણકારી તેલ અચૂક વાપરવું જોઇએ: કારણ તે વાળ વાટે મગજને પુષ્ટી આપે છે અને તેથી મગજને શાન્તી, આનંદ અને તરાવટ મળે છે. આંખની ગરમી દુર થઇ દૃષ્ટિ નિર્મળ થાય છે. વાળ લાંબા, દઢ, કાળા અને સુંવાળા થાય છે.

સર્વ તેલ કરતાં આંબળાનું તેલ જો શુદ્ધ મળી શકે તો તે સર્વોત્તમ છે: કારણ તે ઉપરના સર્વ ગુણ ધરાવનાર છે. પણ બજારમાં આંબળા તેલને નામે કેટલાંક નુકશાન કારક હલકાં અને મોંઘાં તેલ મળે છે. તે ન વાપરતાં સર્વ કોઇએ સાચું તેલ પોતાની મેળે તૈયાર કરી લેવું જોઇએ.

એટલા માટે અમોએ સર્વ કોઇ આંબળાનું તેલ પોતાની મેળે તૈયાર કરી શકે તેવા મશાલા બનાવ્યા છે, જેમાં ઉત્તમ આંબળા ઉપરાંત મગજ, વાળ અને આંખને હિત કરનારી બીજી પણ ઘણી વનસ્પતિઓ નાંખી છે.

આ મશાલાથી સરળતાપૂર્વક ઉત્તમ પ્રકારનું ગુણકારી સુંદર આંબળા તેલ તૈયાર કરી શકાય છે.

એક પેકેટમાં ૧૫ તોલા મશાલો હોય છે જેના વડે ૧૨૦ તોલા યાને ૩ રતલ તેલ તૈયાર થાય છે. બનાવવાની રીત દરેક પેકેટપર છાપેલી રહે છે.

૧ પેકેટના રૂ. ૦ાાઃ. ૩ પેકેટના રૂ. ૨ાા.

આ તેલ વધારે ખુશબોદાર કરવું હોય તો તેમાં **તેલસુગંધિકર** નામે સુગંધી દ્રવ્યની ૧ શીશી ઉમેરવી કે જેથી તેલ બહુ ખુશબોદાર થશે. તેની ૧ શીશીના ૦. ૩ શીશીના ૦ાાઃ.

**એલ. કે. મેઘાણી**, ઉપયોગી વસ્તુ ભંડાર,
૧૪ અમરતલા : કલકત્તા.

